# લોપામુદ્રા : દ્વિતીય ખંડ

૧ શમ્બરકન્યા

૨ દેવે દીધેલી

'વિશ્વરથ'નો ઉત્તર ભાગ

અને

'વિશ્વામિત્ર ઋષિ'નો પૂર્વ ભાગ




લેખક

કનૈયાલાલ મુનશી



પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.

કિંમત રૂ. ૩=૦=૦

# પ્રસ્તાવના

લોપામુદ્રા પ્રથમ ખંડના આમુખમાં આ બંને નાટકોનો પણ ઉપોદ્ઘાત આવી જાય છે.

આ બે નાટકો અને આના પછી પ્રગટ થનાર નાટક મળી એક મોટું નાટક થવા જાય છે; છતાં દરેક નાટક સ્વતંત્ર રીતે વંચાય કે ભજવાય એવું છે.

આ કૃતિઓ ઝપાટાભેર અને સુંદર રીતે બહાર પાડવા માટે ભાઈ જીવનલાલ અમરશી મહેતાનો હું આભાર માનું છું.

કનૈયાલાલ મુનશી

## મુનશી દમ્પતિની કૃતિઓ :

**શ્રી લીલાવતી મુનશી :-**

રેખાચિત્રો અને બીજા લેખો

કુમારદેવી

જીવનમાંથી જડેલી: ખંડ ૧–૨

**શ્રી કનૈયાલાલ મુનશી :-**

વેરની વસુલાત [૨જી આવૃત્તિ]

મારી કમલા અને બીજી વાતો ,,

પાટણની પ્રભુતા [૨જી આવૃત્તિ]

ગુજરાતનો નાથ [૫ મી આવૃત્તિ]

પૃથ્વીવલ્લભ [૩ જી આવૃત્તિ]

રાજાધિરાજ [૨ જી આવૃત્તિ]

કોનો વાંક? [૪ થી આવૃત્તિ]

સ્વપ્નદ્રષ્ટા [૨ જી આવૃત્તિ]

ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને બીજાં આદિ વચનો

ભગવાન્ કૌટિલ્ય

કાકાની શશી [નાટક]

ધ્રુવસ્વામિનીદેવી [નાટક]

પૌરાણિક નાટકો : પુરંદર પરાજય, અવિભક્ત આત્મા, તર્પણ તથા પુત્રસમોવડી.

સામાજિક નાટકો : વાવાશેઠનું સ્વાતંત્ર્ય, બે ખરાબ જણ તથા આજ્ઞાંકિત

બ્રહ્મચર્યાશ્રમ [નાટક]

સ્નેહસંભ્રમ

શિશુ અને સખી

કેટલાક લેખો, ભાગ ૧ ને ૨

થોડાંક રસદર્શનો : સાહિત્ય અને ભક્તિનાં

આદિવચનો (પ્રેસમાં)

લોપામુદ્રા : પ્રથમ ખંડ

લોપામુદ્રા : દ્વિતીય ને તૃતીય ખંડ

લોપામુદ્રા : ખંડ ૪ : વિશ્વામિત્ર

નરસૈયો : ભક્ત હરિનો

Gujarata and Its Literature (પ્રેસમાં)

મારી બીનજવાબદાર મુસાફરી (પ્રેસમાં જશે)

નર્મદ : અર્વાચીનોમાં આદ્ય (પ્રેસમાં જશે)

# શમ્બરકન્યા

**સમય** : ઋગ્વેદ કાલ.
**સ્થલ** : દસ્યુઓના પતિ શમ્બરનો ગઢ.
**પાત્રો** : આવે છે તેમ

**વિશ્વરથ કૌશિક** : આર્યોની પ્રતાપી ભરતજાતિનો જનપતિ, ગાધિનો પુત્ર.
**ઉગ્રા શામ્બરી** : દસ્યુઓના રાજા શમ્બરની લાડકી પુત્રી.
**ઋક્ષ** : : : તૃત્સુકુલનો આર્ય, વિશ્વરથનો સહાધ્યાયી.
**શમ્બર** : : : દસ્યુ જાતિઓનો પતિ.
**તુગ્ર** : : : શમ્બરનો પૂરરક્ષક.
**ભૈરવ** : : : દસ્યુઓના દેવ ઉગ્રકાલનો પૂજારી, દસ્યુઓનો વૈદ્ય–જાદુગર [ Medicine–man ]. આર્યોમાં રાજાના પુરોહિતનું જે સ્થાન હતું તે દસ્યુઓમાં એ ભોગવે છે.
**લોપામુદ્રા ભારદ્વાજી** : ઋષિ ભરદ્વાજની પુત્રી, અને દેવોને પ્રિય એવી ઋષિ ને મંત્રદ્રષ્ટા.
**દાગી** : : : તુગ્રની સ્ત્રી, ને ઉગ્રાની બાલપણની ધાવ.
**અગસ્ત્ય મૈત્રાવરુણ** : મહર્ષિ, દેવ મિત્રાવરુણના પુત્ર, વસિષ્ઠના મોટાભાઈ, વિશ્વરથ અને ખેલના પુરોહિત.
**ઋચીક ભાર્ગવ** : મહા અથર્વણ, કાવ્ય જાતિના ભૃગુ, મહર્ષિ, વિશ્વરથના બનેવી.
**પ્રતર્દન** : : : વિશ્વરથનો સેનાપતિ.
**દિવોદાસ અતિથિગ્વ** : તૃત્સુઓનો જનપતિ, રાજા.

---

**: અનુસંધાન :**

વિશ્વરથ અને ઋક્ષ શમ્બરના ગઢમાં કેદી થઈ પડયા છે. વિશ્વરથે, છુટવાની આશાને અભાવે, ઉગ્રા શામ્બરી જોડે ઘર-સંસાર માંડયો છે.

દસ્યુઓ અને આર્યો વચ્ચે વિગ્રહ ચાલી રહ્યો છે. અને અગસ્ત્ય અને ભરતોની સેના હારી રહી છે એવા સમાચાર ગઢમાં આવ્યા કરે છે.

# શમ્બરકન્યા

સમય : ઋગ્વેદ કાલ.
સ્થલ : દસ્યુઓના પતિ શમ્બરનો ગઢ.
પાત્રો : આવે છે તેમ

વિશ્વરથ કૌશિક : આર્યોની પ્રતાપી ભરતજાતિનો જનપતિ, ગાધિનો પુત્ર.
ઉગ્રા શામ્બરી : દસ્યુઓના રાજા શમ્બરની લાડકી પુત્રી.
ઋક્ષ : : : તૃત્સુકુલનો આર્ય, વિશ્વરથનો સહાધ્યાયી.
શમ્બર : : : દસ્યુ જાતિઓનો પતિ.
તુગ્ર : : : શમ્બરનો પૂરરક્ષક.
ભૈરવ : : : દસ્યુઓના દેવ ઉગ્રકાલનો પૂજારી, દસ્યુઓનો વૈદ્ય–જાદુગર [ Medicine–man ]. આર્યોમાં રાજાના પુરોહિતનું જે સ્થાન હતું તે દસ્યુઓમાં એ ભોગવે છે.
લોપામુદ્રા ભારદ્વાજી : ઋષિ ભરદ્વાજની પુત્રી, અને દેવોને પ્રિય એવી ઋષિ ને મંત્રદ્રષ્ટા.
દાગી : : : તુગ્રની સ્ત્રી, ને ઉગ્રાની બાલપણની ધાવ.
અગસ્ત્ય મૈત્રાવરુણ : મહર્ષિ, દેવ મિત્રાવરુણના પુત્ર, વસિષ્ઠના મોટાભાઈ, વિશ્વરથ અને ખેલના પુરોહિત.
ઋચીક ભાર્ગવ : મહા અથર્વણ, કાવ્ય જાતિના ભૃગુ, મહર્ષિ, વિશ્વરથના બનેવી.
પ્રતર્દન : : : વિશ્વરથનો સેનાપતિ.
દિવોદાસ અતિથિગ્વ : તૃત્સુઓનો જનપતિ, રાજા.

---

## : અનુસંધાન :

વિશ્વરથ અને ઋક્ષ શમ્બરના ગઢમાં કેદી થઈ પડયા છે. વિશ્વરથે, છુટવાની આશાને અભાવે, ઉગ્રા શામ્બરી જોડે ઘર-સંસાર માંડયો છે.

દસ્યુઓ અને આર્યો વચ્ચે વિગ્રહ ચાલી રહ્યો છે. અને અગસ્ત્ય અને ભરતોની સેના હારી રહી છે એવા સમાચાર ગઢમાં આવ્યા કરે છે.

# અંક પહેલો

## પ્રવેશ પહેલો

[ સાંજનો સમય થવા આવ્યો છે. સૂર્ય જરા જરા મોળો પડવા માંડયો છે. દસ્યુઓના પાત શમ્બરનો ગઢ. જમણી બાજુએ ઝાવલીની ખુલ્લી ઝુંપડી છે. તેના ઉપર વૃક્ષની છાંય છે. પાછળ એક બે બીજી એવી જ ઝુંપડીની પછીતો દેખાય છે. ડાબી બાજુએ, વચ્ચે, આગલથી એક ઝાડ છે, ને તેની પાછળ પણ એક ઝુંપડીની પછીત દેખાય છે. આ બધી ઝુંપડીઓની આસપાસ પથ્થરની દીવાલ છે એમ દૂરથી જણાય છે.

આગળ આવેલા ઝાડના થાળા પર વિશ્વરથ બેઠો છે. એ એક સંગેમરમર જેવો શ્વેત અને દેવ જેવો સુંદરાંગ છે. એણે મૃગચર્મ પહેર્યું છે. એક હાથમાં મોઢું રાખી બેઠો છે. એના મુખપર ગ્લાનિ છે. એની આંખમાં જાણે પાણી આવ્યાં હોય એમ દેખાય છે. પાછળથી ઈ–ઈ–ઈ–ઈ–ઈ–ઉ ની ચીચીઆરીઓ અને નૃત્ય કરતા લોકોના પગના ઘુઘરાઓ સંભળાઈ બંધ પડે છે ત્યારે પડદો ઉપડે છે. ]

### વિશ્વરથ

[ ધીમે ધીમે, રડતે અવાજે ] મઘવા ! મઘવા ! આ શું માંડયું છે ?

[ ફરીથી ચીચીઆરી ને ઘુઘરા જોરથી સંભળાય છે. ઉભો થઈને ]

શમ્બરને આવકાર અપાઈ રહ્યો ? [ નીસાસો નાંખીને ] ભરતો હાર્યા, તૃત્સુઓ હાર્યા ને ગુરુદેવ પણ હાર્યા ! [ દાંત પીસીને ] ને હું આ

પૂરમાં એકલો, મારા ભરતોથી દૂર, આ કારાવાસમાં–આ કાળી શામ્બરીનો પતિ !

[ માથે એક હાથ દઈ, પાછો થાળા પર બેસી જાય છે. ઉગ્રા શમ્બરી, વીશેક વર્ષની કન્યા, આવે છે. એ તદ્દન કાળી છે ને એનું નાક જરા ચીબું છે. પણ એનું શરીર ઘાટીલું છે, અને મુખ ગોળ, સુંવાળું, આકર્ષક છે. એની આંખોમાં સ્નેહ સદાય રહે છે. એનો અવાજ સુકોમળ છે, અને જરા જરા વારે એમાં નિરાધારીનો ધ્વનિ આવી જાય છે. એણે કમરેથી ઘુંટણ ઉપર સુધી તાડનાં પાત્રાંનો ઘાઘરો પહેર્યો છે. છાતીએ એક મૃગચર્મનો કકડો બાંધ્યો છે. માથે મોરનાં પીંછાં ખોસ્યાં છે. અને ગળે, કાને, હાથે ને પગે સોનાનાં ઘરેણાં પહેર્યાં છે. એ ધીમે, લચકાતી, મૃદુતા નીતરતી ચાલે છે ]

ઉગ્રા [ દાખલ થતાં ]

કૌશિક ! કૌશિક ! ચાલ ઉઠ. બાપુ તો ક્યારના આવી પહોંચ્યા. [ વિશ્વરથને ખિન્નવદને બેઠેલો જોઈ એ ચમકીને ઉભી રહે છે. એના મુખપર ચિંતા પ્રસરે છે, અને તે દોડતી જઈ વિશ્વરથને ખભે હાથ મુકી ઉભી રહે છે ] શું કરે છે ? રડે છે ? આખો પૂર આજે આનંદમાં ગાજે છે ત્યારે તું આમ, ભીની આંખે ? કૌશિક—

વિશ્વરથ

[ ભીની આંખે ઉંચું જુએ છે ને દયામણી રીતે બોલે છે ]

ઉગ્રા ! હું કેમ હસું ? આજે પિતા તુલ્ય મારા ગુરુનો પરાજય બધા ઉજવે છે. તારા લોક ઉમંગે મહાલે છે ત્યારે મારા ભરતોમાં આજે રડારોળ થતી હશે. શામ્બરી ! તું જા, હસ–નાચ–મજાહ કર.

ઉગ્રા

પણ તું નહીં આવે ? આખા ગામનાં સ્ત્રીપુરૂષો બાપુને આવકાર દે છે ત્યારે આપણે જ નહીં ?

વિશ્વરથ

હું કોને આવકાર દેવા આવું ? મારા કારાવાસથી શૃંખલા સજડ થાય ત્યારે હું કેમ હસું ? શામ્બરી ! તું જા–એકલી.

ઉષા [ ખેદથી ]

ત્યારે તું શું કરશે ?

વિશ્વરથ

હું ? હું જઈશ, જ્યાં મને કોઈ જુએ નહીં ત્યાં. માથું પટકી મને મરવા દે. મારે આજે મરવું છે. [ થોડી વાર બંને શાંત રહે છે. વિશ્વરથ આંસું લુછે છે. શામ્બરી એને માથે પંપાળે છે. આક્રંદ કરીને ] દેવ મઘવા ! શા માટે મને રણાંગણે પણ મરવા નથી દેતા ?

ઉષા

શું કામ કલ્પાંત કરે છે ? કહે તો હું પણ ન જાઉં. પણ મારા બાપુ મને જોશે નહીં તો એમનો ઉત્સાહ ખારો થઈ જશે.

વિશ્વરથ [ માથું ધુણાવીને ]

શા માટે ? તું જા. મજાહ કર. તું મારું દુઃખ સમજી નહીં શકે ત્યાં સમભાગી કેમ થઈ શકે ?

ઉષા [ દયામણી રીતે ]

કૌશિક ! મારી જગ્યાએ તારી કોઈ ગૌરાંગી હોત તો શું કરત ? તું ને બાપુ બે જણ સુખી થાઓ એવો રસ્તો કેમ કાઢત ?

વિશ્વરથ [ ખેદથી ]

તું આર્યા હોત તો પિતાના સુખના વિસ્મરણમાં અહોભાગ્ય માનત. તારી રગેરગ મારી રગેરગ સાથે નાચી રહેતી હોત. [ નીસાસો નાંખી ] પણ એ તને નહીં સમજાય.

ઉષા

[ હૃદય પર ઘા લાગ્યો હોય અને તેની વેદના ઉચ્ચારતી હોય તેમ ] હું શું કરું ? કૌશિક ! હું શું નથી કરતી ? તું કહે તે હું કરું પછી કે છે ? પણ આમ દુઃખી શા માટે થાય છે ?

વિશ્વરથ [ ઉભો થઈ, ઉષાને હેતથી દાબી ]

ઉષા ! તારી ભક્તિ અને સેવાની સીમા નથી. મને ક્ષમા કર. પણ તું રાજપુત્રી, ને હું કેદી છું. તું દસ્યુકન્યા છે, હું ભરત છું.

આપણા બેનો મેળ આજે નહીં ખાય. તું જા, ને મને મારે—

[ ઈ–ઈ–ઈ–ઉ–ઉ–ની ચીચીઆરી, ઘુઘરા અને ઢોલક સંભળાય છે. ઋક્ષ અને દસ્યુકન્યા આવે છે. ઋક્ષ ઘણો જાડો, મોટા પેટવાળો, ને ઉંચો આર્ય છે. એના મોઢા પર ડહાપણનો અંશ દેખાતો નથી. એનો રંગ ગોરો છે પણ એણે દસ્યુઓના જેવી લંગોટી મારી, આસપાસ તાડનાં પાતરાંનો ઘાઘરો પહેર્યો છે. એણે પગે ઘુઘરા બાંધ્યા છે. માથામાં મોરપીંછ ખોસ્યું છે અને હાથે ને કોટે કડાં પહેર્યાં છે. ખાંધે ઢોલકી બાંધી છે. એ નશામાં ચકચૂર છે. એની સાથે આવેલી કન્યાઓ શામ્બરી જેવી કાળી છે, પણ એવી સ્વરૂપવાન નથી. એક જાડી છે અને બીજી ઉંચી ને પાતળી છે. તેમણે પણ ઘુઘરા ને ઢોલકો બાંધ્યાં છે. ત્રણે જણ નાચતાં નાચતાં ઈ–ઈ–ઈ–ઈ–ઉ–ઉ કરતાં આવે છે ]

**ઋક્ષ** [ નશાભર અવાજે ]

કૌશિક ! વયસ્ય ! ચાલ, આખું ગામ અહીંઆં આવી લાગ્યું ને તું બેસી શું રહ્યો છે ?

[ વિશ્વરથ એને જોઈ ગુસ્સે થઈ જાય છે, અને ભ્રૂસંગ કરી ઋક્ષનો કાન પકડે છે. ઋક્ષ 'ઓ' કરી છોડાવે છે ને દૂર જઈ ઉભો રહે છે ]

**વિશ્વરથ**

ઋક્ષ ! તને શું થયું છે ? તું શું કરે છે તેનું તને ભાન છે ?

**ઋક્ષ** [ કાન પંપાળતો ]

હે ગાંધિના પુત્ર ! જ્યાં ગાન ને તાન હોય ત્યાં હું—

**વિશ્વરથ** [ દાંત પીસીને ]

તારા ગુરુદેવનો પરાજય ઉજવે છે, એમ ?

**ઋક્ષ**

હે ભરતશ્રેષ્ઠ ! પરાજયમાં ધીરજ રાખવી એ વીરનું કામ છે. દુઃખમાં સુખ મહાલવું એમાં તપસ્વીઓનું તપ છે.

**વિશ્વરથ**

ઋક્ષ ! તૃત્સુનું ને મૈત્રાવરુણનું નામ લજાવે છે ? નફ્ટ ! તને જરાય શરમ આવે છે ? આ નશો શો ? આ વેશ શો ? આ ઢોલક શું ?

ચાલ મારી જોડે. આપણે આપણી ઝુંપડીમાં જઈએ. [ તેને હાથ પકડી ખેંચે છે ]

ઋક્ષ [ હાથ છોડાવી નાંખી ]

કૌશિક ! મારામાં આંસુની નદીઓ વહેતી મુકવાની શક્તિ આવશે ત્યારે તારી જોડે આવીશ, ત્યાં સુધી તો ઇ–ઇ–ઇ–ઇ–ઉ– [ ચીચીઆરી પાડી કુદે છે ને નાચે છે ] ચાલ. [ દસ્યુકન્યાને ગળે હાથ મુકી ચાલી જાય છે ]

વિશ્વરથ

દેવાધિદેવ ! વરુણ ! મને હવે છોડાવ.

ઉગ્રા

કૌશિક ! શું કામ નિસાસા નાંખે છે ? હું પગે લાગું. તારા હાસ્ય વિના હું આંધળી છું. ચાલ, જે વાત તને ન ગમી તેની મને પરવા નથી.

વિશ્વરથ [ ભીની આંખે ]

શામ્બરી ! તું રાજકન્યા છે. એક કેદી માટે આટલું દુઃખ શા માટે વેઠે છે ? હું તને સુખી કરતો નથી ને કદી કરી શકીશ નહીં.

ઉગ્રા [ ભીની આંખે ]

મારે તો તારા ચરણમાં જ રહેવું છે. [ આંસુ લુછે છે ]

વિશ્વરથ

દેવ ! અનાર્યોમાં આ સરલતા ક્યાંથી મુકી ? ઉઠ, ઉગ્રા ! રડ નહીં. ચાલ, પેલી તરફ બેસીએ. ચાલો. [ બંને જાય છે ]

[ ચીચીઆરીઓ થાય છે, ઢોલક વગડે છે. અને શમ્બર, તુગ્ર, ઋક્ષ, અને બે દસ્યુઓ આવે છે. શમ્બર ઉંચો, પ્રચંડ ને વૃદ્ધ દસ્યુ છે. એના માથાના વાળ લાંબા ને સફેદ છે. એની મોટી ધોળી મુછો નીચે લબડે છે. એની મોટી આંખોમાં બહાદુરી છે. એણે રંગીન લંગોટી મારી છે, ને પાછળથી તાડપત્રનો ઘાઘરો પહેર્યો છે. એણે માથે, છાતીએ અને હાથે લોખંડના બખ્તરના ટુકડા બાંધ્યા છે. વાતો કરતાં કરતાં, તે કાઢીને દસ્યુઓને આપતો જાય છે.

આપણા બેનો મેળ આજે નહીં ખાય. તું જા, ને મને મારે—

[ ઈ–ઈ–ઈ–ઉ–ઉ–ની ચીચીઆરી, ઘુઘરા અને ઢોલક સંભળાય છે. ઋક્ષ અને દસ્યુકન્યા આવે છે. ઋક્ષ ઘણો જાડો, મોટા પેટવાળો, ને ઉંચો આર્ય છે. એના મોઢા પર ડહાપણનો અંશ દેખાતો નથી. એનો રંગ ગોરો છે પણ એણે દસ્યુઓના જેવી લંગોટી મારી, આસપાસ તાડનાં પાતરાંનો ઘાઘરો પહેર્યો છે. એણે પગે ઘુઘરા બાંધ્યા છે. માથામાં મોરપીંછ ખોસ્યું છે અને હાથે ને કોટે કડાં પહેર્યાં છે. ખાંધે ઢોલકી બાંધી છે. એ નશામાં ચકચૂર છે. એની સાથે આવેલી કન્યાઓ શામ્બરી જેવી કાળી છે, પણ એવી સ્વરૂપવાન નથી. એક જાડી છે અને બીજી ઉંચી ને પાતળી છે. તેમણે પણ ઘુઘરા ને ઢોલકો બાંધ્યાં છે. ત્રણે જણ નાચતાં નાચતાં ઈ–ઈ–ઈ–ઈ–ઉ–ઉ કરતાં આવે છે ]

**ઋક્ષ** [ નશાભર અવાજે ]

કૌશિક ! વયસ્ય ! ચાલ, આખું ગામ અહીંઆં આવી લાગ્યું ને તું બેસી શું રહ્યો છે ?

[ વિશ્વરથ એને જોઈ ગુસ્સે થઈ જાય છે, અને ભ્રૂભંગ કરી ઋક્ષનો કાન પકડે છે. ઋક્ષ 'ઓ' કરી છોડાવે છે ને દૂર જઈ ઉભો રહે છે ]

**વિશ્વરથ**

ઋક્ષ ! તને શું થયું છે ? તું શું કરે છે તેનું તને ભાન છે ?

**ઋક્ષ** [ કાન પંપાળતો ]

હે ગાધિના પુત્ર ! જ્યાં ગાન ને તાન હોય ત્યાં હું—

**વિશ્વરથ** [ દાંત પીસીને ]

તારા ગુરુદેવનો પરાજય ઉજવે છે, એમ ?

**ઋક્ષ**

હે ભરતશ્રેષ્ઠ ! પરાજયમાં ધીરજ રાખવી એ વીરનું કામ છે. દુઃખમાં સુખ મહાલવું એમાં તપસ્વીઓનું તપ છે.

**વિશ્વરથ**

ઋક્ષ ! તૃત્સુનું ને મૈત્રાવરુણનું નામ લજાવે છે ? નફટ ! તને જરાય શરમ આવે છે ? આ નશો શો ? આ વેશ શો ? આ ઢોલક શું ?

ચાલ મારી જોડે. આપણે આપણી ઝુંપડીમાં જઈએ. [ તેને હાથ પકડી ખેંચે છે ]

ઋક્ષ [ હાથ છોડાવી નાંખી ]

કૌશિક ! મારામાં આંસુની નદીઓ વહેતી મુકવાની શક્તિ આવશે ત્યારે તારી જોડે આવીશ, ત્યાં સુધી તો ઇ–ઇ–ઇ–ઇ–ઉ– [ ચીચીઆરી પાડી કુદે છે ને નાચે છે ] ચાલ. [ દસ્યુકન્યાને ગળે હાથ મુકી ચાલી જાય છે ]

વિશ્વરથ

દેવાધિદેવ ! વરુણ ! મને હવે છોડાવ.

ઉગ્રા

કૌશિક ! શું કામ નિસાસા નાંખે છે ? હું પગે લાગું. તારા હાસ્ય વિના હું આંધળી છું. ચાલ, જે વાત તને ન ગમી તેની મને પરવા નથી.

વિશ્વરથ [ ભીની આંખે ]

શામ્બરી ! તું રાજકન્યા છે. એક કેદી માટે આટલું દુઃખ શા માટે વેઠે છે ? હું તને સુખી કરતો નથી ને કદી કરી શકીશ નહીં.

ઉગ્રા [ ભીની આંખે ]

મારે તો તારા ચરણમાં જ રહેવું છે. [ આંસુ લુછે છે ]

વિશ્વરથ

દેવ ! અનાર્યોમાં આ સરલતા ક્યાંથી મુકી ? ઉઠ, ઉગ્રા ! રડ નહીં. ચાલ, પેલી તરફ બેસીએ. ચાલો. [ બંને જાય છે ]

[ ચીચીઆરીઓ થાય છે, ઢોલક વગડે છે. અને શમ્બર, તુગ્ર, ઋક્ષ, અને બે દસ્યુઓ આવે છે. શમ્બર ઉંચો, પ્રચંડ ને વૃદ્ધ દસ્યુ છે. એના માથાના વાળ લાંબા ને સફેદ છે. એની મોટી ધોળી મુછો નીચે લબડે છે. એની મોટી આંખોમાં બહાદુરી છે. એણે રંગીન લંગોટી મારી છે, ને પાછળથી તાડપત્રનો ઘાઘરો પહેર્યો છે. એણે માથે, છાતીએ અને હાથે લોખંડના બખ્તરના ટુકડા બાંધ્યા છે. વાતો કરતાં કરતાં, તે કાઢીને દસ્યુઓને આપતો જાય છે.

તુગ્ર પણ ઘરડો, જબરો દસ્યુ છે. તેણે બખ્તર શિવાય શમ્બરના જેવો પહેરવેશ પહેર્યો છે અને માથા પર મોરનાં પીછાં ખોસ્યાં છે. એણે કેડે એક નાની તરવાર બાંધી છે. એક દસ્યુના હાથમાં શમ્બરનો ભાલો, તીરકામઠું, ઢાલ અને તરવાર છે. બીજો, શમ્બર આપે છે તેમ, બખ્તરના ટુકડા લેતો જાય છે.

ઋક્ષ હતો તે જ દશામાં છે.

શમ્બર તુગ્ર જોડે વાત કરતો આવે છે ]

**શમ્બર**

તુગ્ર ! અગસ્ત્યને એવો હંફાવ્યો ! એ જરાકમાં બચી ગયો, નહીં તો એને પણ પકડી લાવત. [ હાથથી જ ડોકી મરડી નાખવાના ચાળા કરે છે ]

**દસ્યુઓ** [ નેપથ્યમાં ]

હ્-હ્-હ્-હ્-ઉ-હ્-હ્-હ્-હ્-ઉ.

**શમ્બર**

પણ ઉગ્રા ક્યાં ? અહીંઆં પણ નથી.

**તુગ્ર** [ બુમ પાડીને ]

ઉગ્રા !

**ઋક્ષ**

કૌશિકની સાથે ફરતી હશે.

**શમ્બર**

કૌશિક !

**તુગ્ર**

અન્નદાતા ! એ તો આપણી ભુલ હતી. આ ઋક્ષ. પેલો નાનો છે તે કૌશિક–અથર્વણનો ભાણેજ. ઉગ્રાએ તેને પસંદ કર્યો છે.

**શમ્બર**

એમ ? [ ખડ ખડ હસીને ] હા. હા. એ ભુલ કેમ થઈ ગઈ ?

**ઋક્ષ**

દસ્યુઓના નાથ ! એને તો આજે રડવું આવે છે.

શમ્બર [ ખડ ખડ હસીને ]

આજે તમારો રડવાનો જ દહાડો છે. [ ઋક્ષને ] એને બોલાવી લાવ. એને પણ મારો દમામ તો કહી સંભળાવીએ. [ મુછો ખેંચે છે. ]

તુગ્ર

જા, ઋક્ષ! પેલી તરફ કૌશિક બેઠો હશે. [ ઋક્ષ જાય છે ] અન્નદાતા ! સારો તો ખરો ?

શમ્બર [ ગર્વથી ]

તુગ્ર ! ઉગ્રકાલે મારા હાથમાં હઝાર માણસનું જોર આપ્યું. મને થોડુંક વાગ્યું ખરું, પણ બે દહાડામાં તો ઘા રૂઝાઈ ગયો. બધાં કેમ છે ?

તુગ્ર

ખુશીમાં. માત્ર ઉગ્રી બહુ માંદી થઈ ગઈ હતી.

શમ્બર

અરર ! મારી લાડકીને શું થયું ? હવે કેમ છે ?

તુગ્ર

સારું થઈ ગયું છે.



શમ્બર

એમ ? એવી ખબર હોત તો ભૈરવને મોકલી આપત.

તુગ્ર

કૌશિકે મંત્ર ભણી, એને સારી કરી. નહીં તો મરી જાત. [ પગલાં સંભળાય છે ]

શમ્બર

મારી ઉગ્રી આવી પહોંચીને. ઉગ્રી—! [ દોડતી દોડતી ઉગ્રા આવી ભેટી પડે છે. શમ્બર હેતથી ભેટી તેને ગાલે ચોંટી દે છે ] ઉગ્રી ! મારી ઉગ્રી ! ક્યાં હતી ? [ વિશ્વરથ ધીમે ધીમે આવે છે ને અદબવાળી ઉભો રહે છે ] કૌશિક ! કેમ છે ? તું અથર્વણ ઋચીકનો સાળો થાય તે અત્યાર સુધી મને કેમ નહીં કહ્યું ? મને તુગ્રે વાત કરી.

વિશ્વરથ

તમે મને ક્યાં પુછ્યું હતું? ઋક્ષને તમે કૌશિક માની લીધો, પછી હું શું કરું?

શમ્બર [ ઉગ્રાને વાંસાપર થાબડી ]

ઉગ્રી! તું પાકી નીકળી હોં. તેં કૌશિકને ઠીક ઓળખી કાઢ્યો.

તુગ્ર [ હસીને ]

એ છોકરીઓ જ એવું ઝટ કરી શકે.

શમ્બર [ ઉગ્રાને ]

ને આમ કેમ? નથી ઝાંઝર ને નથી ઢોલક. તબીએત નથી સારી?

ઉગ્રા

સારી છું. બાપુ! કૌશિકને જરા ઠીક નહોતું એટલે એની પાસે બેઠી હતી.

શમ્બર [ હસીને ]

ઠીક ન જ હોય ને. કૌશિક! તારા ગુરુ અગસ્ત્યને તો મેં એવો હંફાવ્યો! પકડાતાં જરાક બચી ગયો. હવે બોચી પકડીને મારા ગઢ ને દસ્યુઓ પાછા આપશે. [ હસીને ] તારા કેટલાય આર્યોને મે પકડયા છે. ખબર છે?

વિશ્વરથ [ ખિન્ન સ્વરે ]

હા. હમણાં દેવો અમારા પર કોપ્યા છે. બધા કેદીઓને અહીંઆં લાવ્યા છો?

શમ્બર [ હસીને ]

કેમ અહીંઆં એકલું ગમતું નથી? ના. બધાને જુદા જુદા પૂરોમાં મોકલી આપ્યા છે. મારા દસ્યુઓ પાસે જેવી સેવા તમે કરાવો છો તેવી જ હું તમારા લોક પાસે હવે કરાવીશ. તારે સારુ પણ એક કેદી લાવ્યો છું. તેની સેવા તારે કરવી પડશે.

વિશ્વરથ [ ગર્વથી ]

એવો કેવો એક કેદી લાવ્યા છો?

શમ્બર

તુગ્ર! કૌશિકની પાસેની આ ઝુંપડીમાં જ એ રહેશે. [ વિશ્વરથને, હસીને ] કોણ કેદી છે? ઉભો રહે. હમણાં આવી પહોંચશે. ઉગ્રી! [ ઉગ્રાને પાસે લઈ ] હસતી કેમ નથી? આમ કેમ થઈ ગઈ છે?

ઉગ્રા

[ નીચું જોઈ ] ના. મને કશું નથી થયું. મારા ભાઈઓ ક્યાં?

શમ્બર

ભેદ બીચારો માર્યો ગયો. બીજા બધા જુદા જુદા પૂરમાં છે.

ઉગ્રા [ ખેદથી ]

મારો ભેદ બીચારો ઉગ્રકાલને શરણે ગયો! હાય હાય! મને લાગતું જ હતું કે કંઈ થવાનું છે. [ આંસુ લુછે છે ]

શમ્બર

રડ નહીં. એમનો એમ ઉગ્રકાલ પાસે નથી ગયો; કેટલાય આર્યોનાં માથાં ભોગ આપવા સાથે લઈ ગયો છે. ઉગ્રી! છાની રહે. કોણ ભૈરવ આવ્યો કે શું?

ભૈરવ [ નેપથ્યે ]

ઇ–ઇ–ઇ–ઉ.

ઉગ્રા

હા. એમજ લાગે છે.

[ ભૈરવ આવે છે. એ પચ્ચીશેક વર્ષનો ઉંચો, સુક્કો દસ્યુ છે. એણે દસ્યુઓનો પહેરવેશ પહેર્યો છે. એણે કપાળે, વાળમાં ને શરીરપર ભસ્મ ચોપડી છે, આંખોમાં સીંદુર નાંખ્યું છે અને હાથમાં લોહીભીનું ત્રિશૂલ છે. એણે પગે ઘુઘરા પહેર્યા છે. ]

શમ્બર

ભૈરવ! લોપા ક્યાં?

વિશ્વરથ [ ચમકીને ]

લોપા!

ભૈરવ

એના હાથ છોડે છે. હમણાં એને અહીંઆં લઈ આવે છે.

શમ્બર [ ભ્રૂભંગ કરીને ]

એના હાથ શા માટે બાંધ્યા ?

ભૈરવ [ દુષ્ટ રીતે હસીને ]

હું જોખમ શું કામ લઉં ?

શમ્બર

મેં ના કહી હતી ને ?

ભૈરવ

મને ઉગ્રકાલની આજ્ઞા થઈ હતી. આવો સુંદર કેદી હજી સુધી એમને શરણ આવ્યો નથી.

શમ્બર [ દોડતો ]

આવ ! આવ. લોપામુદ્રા !

[ લોપામુદ્રા આવે છે. તે ભવ્ય સ્ત્રી છે. ઉંચી ને સુરેખ, તે ત્રીશેક વર્ષની લાગે છે. સૂર્યના પ્રકાશમાં તેના સ્ફટીકશા મુખપર ગુલાબના ઓળા પડે છે. એની આંખોમાં મોહક તેજ છે. તેણે તે સમયનો આર્ય સ્ત્રીનો પહેરવેશ પહેર્યો છે. અંદર નિવિ અથવા ટુંકો ચણીઓ; અને ઉપર જાડું સુતરનું લુગડું. ખાંધે એણે ઊનની શાલ નાંખી છે. એના વાળ ચાર લટમાં ગુંથ્યા છે. એણે કોટે રુદ્રાક્ષની માળા પહેરી છે. હાથમાં કમંડલ લીધું છે ને પગે પાવડી પહેરી છે. ] મારો પૂર પાવન કર.

લોપામુદ્રા [ મોહભર્યું હસતાં ]

કેમ શમ્બર ! હવે રાજી થયો ?

[ શમ્બર ખુશ થતો થતો હસે છે ]

વિશ્વરથ [ સાષ્ટાંગ દંડવત્ કરી ]

ભગવતી ! મારા પ્રણામ.

લોપામુદ્રા [ હાથ લંબાવીને ]

પુત્રક ! શત શરદ જીવજે. [ ઓળખીને ] કોણ વિશ્વરથ ! ભરતશ્રેષ્ઠ ! તું પણ અહીંઆં છે ?

[ એ હાથે ભેટી તેને ઉઠાડી, માથું સુંઘે છે ]

વત્સ ! કેટલા મહીના થયાં અહીંઆં છે?

વિશ્વરથ

સાત મહીના થયા. ભગવતી ! તમે કેમ કરતાં પકડાયાં ?

લોપામુદ્રા

હું રાજા પુરુકુત્સને ત્યાંથી, શતદ્રુ વાટે, નાવમાં જતી હતી. એટલામાં મેં સાંભળ્યું કે મુનિ અગસ્ત્યને વાગ્યું છે. હું એમની ખબર લેવા ઉતરી, ત્યાં તો શમ્બરે મને પકડી લીધી. [ શમ્બરને ] કેમ, તારો દ્વેષ હવે સંતોષાયો ?

શમ્બર [ ગરવાઈ જઈ ]

દ્વેષ ! હું તને દ્વેષથી નથી પકડી લાવ્યો. ઘણાં વર્ષ થયાં તને જોવાનું મન હતું તેમાં—

લોપામુદ્રા [ હસીને ]

ને સાથે સાથે આર્યોને બતાવવું પણ હતું કે શમ્બર ધારે તેને પકડી શકે છે. નહીં ? કેમ ખરું કેની કૌશિક ?

ઉગ્રા [ વિશ્વરથને હાથથી ખેંચી, તેને ]

ચાલો, જઈએ.

વિશ્વરથ [ ઉગ્રાને ]

ના.

શમ્બર [ નમ્રતાથી ]

તેં મને જીવતો બચાવ્યો ત્યારથી મને મન હતું કે એક વખત તને અહીંઆં લઈ આવવી.

લોપામુદ્રા [ ખેદથી ]

પણ દસ્યુરાજ ! મને પકડીને તેં ઘણું પાપ કર્યું છે. સીત્તેર વર્ષમાં દેવોને તેં જેવા ગુસ્સે નથી કર્યા એવા આજે કર્યા છે.

ભૈરવ [ ભયાનક રીતે હસીને ]

ના. ઉગ્રકાલ પ્રસન્ન છે.

લોપામુદ્રા [ તેના તરફ પીઠ ફેરવી ]

શમ્બર ! દેવો તને નહીં ક્ષમા કરે.

શમ્બર

લોપામુદ્રા ! મને ઉગ્રકાલના શપથ, જો હું તને દુઃખી કરું તો.

લોપામુદ્રા

મને દુઃખ પડે તેની મને પરવા નથી. તને શું થશે તેની મને ચિંતા થાય છે.

ભૈરવ

ઉગ્રકાલની મહેર છે, પછી કોની પરવા? ઈ–ઈ–ઈ–ઉ.

શમ્બર

ખરી વાત છે. મારે માથે મારો પશુપતિ છે ત્યાં સુધી કોણ શું કરવાનો હતો? અને મેં એવું શું કર્યું છે કે તારા કે મારા દેવો રુઠે?

વિશ્વરથ [ ગુસ્સામાં ]

દસ્યુપતિ ! દેવોને પ્રિય એવી ભરદ્વાજની તપસ્વી પુત્રીનું અપમાન કરી કોઈ ઉગર્યું નથી. આજે દેવો કેમ સહેશે?

લોપામુદ્રા [ હસીને ]

ઈંદ્ર તારૂં ભલું કરે એજ હું તો ઇચ્છું છું. વારુ, કૌશિક ! મહાઅથર્વણ થોડા દહાડા પર જ મળ્યા હતા.

ઉગ્રા [ વિશ્વરથને ]

ચાલોની. [ વિશ્વરથ સાંભળતો નથી. ]

લોપામુદ્રા [ હસીને ]

કૌશિક ! પેલી છોકરી તને બોલાવે છે.

[ વિશ્વરથ કચવાઈને ઉભો રહે છે ]

શમ્બર

એ મારી છોકરી છે—ઉગ્રી. એણે વિશ્વરથને વર પસંદ કર્યો છે.

લોપામુદ્રા [ હસીને ]

એમ ! શમ્બર ! તેં છોકરીનું સાસરું તો સારું જોયું છે. સપ્તસિંધુમાં

વિશ્વરથનો જોટો નથી. [ઉગ્રાને] આમ આવ, બહેન.

[ ઉગ્રા ગુસ્સામાં જોઈ રહે છે પણ પાસે આવતી નથી. ]

શમ્બર

ઉગ્રી ! પાસે આવ. પગે લાગ.

[ ઉગ્રા ગુસ્સામાં, નીચું જોતી પાસે આવે છે ને લોપામુદ્રાના પગ પકડે છે. લોપામુદ્રા તેને ઉઠાડે છે. ]

**લોપામુદ્રા**

બહેન ! વિશ્વરથને યોગ્ય થજે. કેમ બોલતી નથી ?

ઉગ્રા [ ગુસ્સામાં ]

શા માટે તું મારા વિશ્વરથ જોડે આમ બોલે છે ?

[ બધાં હસી પડે છે ]

**લોપામુદ્રા**

[ હસીને. એનું હાસ્ય તરંગોમાં પ્રસરે છે ] શામ્બરી, તેમાં આટલી ગુસ્સે થઈ છે ? [ હસીને ] તારો વિશ્વરથ ચાર આંગળનો હતો ત્યારે મારી પાછળ ગાંડો થયો હતો, ખબર છે ? [ વિશ્વરથને ] યાદ છે કે ? ભગવતી સરસ્વતીની તીરે !

**વિશ્વરથ** [ વેદનાથી ઉંચું જોઈને ]

યાદ છે ! એ દિવસના સ્વપ્નામાંથી હું હજી જાગ્યો નથી. પણ આજે એ સંભારશો નહીં. આ દસ્યુરાજે મને માણસનો પશુ બનાવી મુક્યો છે.

શમ્બર [ હસીને ]

પશુ ? અહીંઆં શું ઓછું પડયું, ભાઈ ? બાકી હતી તે આ મારી ઉગ્રી પણ લઈ લીધી ! [ ઉગ્રાને વાંસે હાથ મુકે છે ]

વિશ્વરથ

હા. મેં ખાધું છે, પીધું છે; હું ઉંઘ્યો છું. શામ્બરીએ પણ મને બાંધી લીધો છે. ખરી વાત. પણ [ કડવાશથી ] હું તો પુરાએલા ઢોર જેવો છું. મારા ભરતો વિના હું હીસી મરું છું. અને મારા દેવોની આજ્ઞા ઉઠાવી, રણમાં મરવાનો પણ મારો અધિકાર તમે લઈ લીધો છે.

શમ્બર ! દેવો તને નહીં ક્ષમા કરે.

**શમ્બર**

લોપામુદ્રા ! મને ઉગ્રકાલના શપથ, જો હું તને દુ:ખી કરું તો.

**લોપામુદ્રા**

મને દુ:ખ પડે તેની મને પરવા નથી. તને શું થશે તેની મને ચિંતા થાય છે.

**ભૈરવ**

ઉગ્રકાલની મહેર છે, પછી કોની પરવા ? ઈ–ઈ–ઈ–ઉ.

**શમ્બર**

ખરી વાત છે. મારે માથે મારો પશુપતિ છે ત્યાં સુધી કોણ શું કરવાનો હતો ? અને મેં એવું શું કર્યું છે કે તારા કે મારા દેવો રુઠે ?

**વિશ્વરથ** [ ગુસ્સામાં ]

દસ્યુપતિ ! દેવોને પ્રિય એવી ભરદ્વાજની તપસ્વી પુત્રીનું અપમાન કરી કોઈ ઉગર્યું નથી. આજે દેવો કેમ સહેશે ?

**લોપામુદ્રા** [ હસીને ]

ઈંદ્ર તારૂં ભલું કરે એજ હું તો ઇચ્છું છું. વારુ, કૌશિક ! મહાઅથર્વણ થોડા દહાડા પર જ મળ્યા હતા.

**ઉગ્રા** [ વિશ્વરથને ]

ચાલોની. [ વિશ્વરથ સાંભળતો નથી. ]

**લોપામુદ્રા** [ હસીને ]

કૌશિક ! પેલી છોકરી તને બોલાવે છે.

[ વિશ્વરથ કચવાઈને ઉભો રહે છે ]

**શમ્બર**

એ મારી છોકરી છે—ઉગ્રી. એણે વિશ્વરથને વર પસંદ કર્યો છે.

**લોપામુદ્રા** [ હસીને ]

એમ ! શમ્બર ! તેં છોકરીનું સાસરું તો સારું જોયું છે. સપ્તસિંધુમાં

વિશ્વરથનો જોટો નથી. [ઉગ્રાને] આમ આવ, બહેન.

[ ઉગ્રા ગુસ્સામાં જોઈ રહે છે પણ પાસે આવતી નથી. ]

શમ્બર

ઉગ્રી ! પાસે આવ. પગે લાગ.

[ ઉગ્રા ગુસ્સામાં, નીચું જોતી પાસે આવે છે ને લોપામુદ્રાના પગ પકડે છે. લોપામુદ્રા તેને ઉઠાડે છે. ]

લોપામુદ્રા

બહેન ! વિશ્વરથને યોગ્ય થજે. કેમ બોલતી નથી ?

ઉગ્રા [ ગુસ્સામાં ]

શા માટે તું મારા વિશ્વરથ જોડે આમ બોલે છે ?

[ બધાં હસી પડે છે ]

લોપામુદ્રા

[ હસીને. એનું હાસ્ય તરંગોમાં પ્રસરે છે ] શામ્બરી, તેમાં આટલી ગુસ્સે થઈ છે ? [ હસીને ] તારો વિશ્વરથ ચાર આંગળનો હતો ત્યારે મારી પાછળ ગાંડો થયો હતો, ખબર છે ? [ વિશ્વરથને ] યાદ છે કે ? ભગવતી સરસ્વતીની તીરે !

વિશ્વરથ [ વેદનાથી ઉંચું જોઈને ]

યાદ છે ! એ દિવસના સ્વપ્નામાંથી હું હજી જાગ્યો નથી. પણ આજે એ સંભારશો નહીં. આ દસ્યુરાજે મને માણસનો પશુ બનાવી મુકયો છે.

શમ્બર [ હસીને ]

પશુ ? અહીંઆં શું ઓછું પડયું, ભાઈ ? બાકી હતી તે આ મારી ઉગ્રી પણ લઈ લીધી ! [ ઉગ્રાને વાંસે હાથ મુકે છે ]

વિશ્વરથ

હા. મેં ખાધું છે, પીધું છે; હું ઉંઘ્યો છું. શામ્બરીએ પણ મને બાંધી લીધો છે. ખરી વાત. પણ [ કડવાશથી ] હું તો પુરાએલા ઢોર જેવો છું. મારા ભરતો વિના હું હીસી મરું છું. અને મારા દેવોની આજ્ઞા ઉઠાવી, રણમાં મરવાનો પણ મારો અધિકાર તમે લઈ લીધો છે.

શમ્બર [ હસીને ]

વિચિત્ર છોકરો છે, નહીં ? ઉગ્રી ! તને કેમ ગમ્યો ?

લોપામુદ્રા [ પ્રશંસાભીની ]

ભરતોની પ્રતાપી વાગ્દેવી એને મુખે વસી છે.

ભૈરવ [ સખ્તાઈથી ]

દસ્યુરાજ ! ભોગનો સમય થવા આવ્યો હોં. આપણે ઉગ્રકાલને મંદિરે જવું જોઈએ.

શમ્બર

હા. વિશ્વરથ ! લોપામુદ્રા તારી સાથે રહેશે. હમણાં તુગ્ર અહીંઆં બધી તૈયારી કરાવી દેશે.

ભૈરવ

દસ્યુરાજ ! આ સ્ત્રીને ઉગ્રકાલને મંદિરે જ લઈ લેને ?

લોપામુદ્રા [ દૃઢતાથી ]

હું અહીંઆં વિશ્વરથ જોડે જ રહીશ. [ વિશ્વરથને ખભે હાથ મુકી ] ચાલ કૌશિક.

વિશ્વરથ

જેવી ભગવતીની આજ્ઞા.

ભૈરવ [ આગળ થઈને ]

હું પણ આવું ને બધી તૈયારી કરાવી દઉં.

વિશ્વરથ [ સખ્તાઈથી ]

જેવી ઇચ્છા. ભગવતી, પધારો.

[ લોપામુદ્રા વિશ્વરથને ખભે હાથ મુકી ચાલી જાય છે. પાછળ ભૈરવ જાય છે. શમ્બર ખિન્નવદને ઉભેલી ઉગ્રાનું મોઢું જોઈ, તેની હડપચી ઝાલી ઉંચું કરે છે ]

શમ્બર

બેટા ! કેમ આટલી ગુસ્સામાં છે ? [ ઉગ્રા મચકો કરીને આઘી જાય છે ]

ઉગ્રા

બાપુ ! શા માટે આ ગૌરાંગીને અહીંઆં લાવ્યો ?

શમ્બર

કેમ તને નથી ગમતી ? આપણા લોકો પર એ ઘણી મમતા રાખે છે.

ઉગ્રા

[ ગાંડી જેવી, ગુંગળાતી હોય તેમ ગળે હાથ મુકી ] મમતા ! બાપુ ! બાપુ ! તેં મને મારી નાંખી.

શમ્બર [ જઈને ભેટે છે ]

કેમ ! કેમ ! એમ શું બોલે છે ?

ઉગ્રા [ નિરાશાથી ]

એણે મારો કૌશિક લઈ લીધો. [ આસું લુછે છે ]

શમ્બર

ગાંડી થઈ છે ? મારી ઉગ્રીને કોણ છેડે ? જોઉં તો ખરો. ચાલ છાની રહે.

ઉગ્રા

હું જાણું છું તો—

[ ભૈરવ પાછો આવે છે ]

ભૈરવ [ ગુસ્સામાં ]

દસ્યુનાથ ! પેલા છોકરાને તેં બહુ ફટાવ્યો હોં !

શમ્બર

વિશ્વરથને ?

ઉગ્રા [ અભિમાનથી ]

કેમ ? શું છે ?

ભૈરવ [ ગુસ્સામાં ]

એ ગમે તેમ બોલે છે ને કરે છે ?

ઉગ્રા [ તોરમાં ]

તે કેમ નહીં કરે વારુ ?

ભૈરવ

પેલી લોપા જાણે એની હોય તેમ વાત કરે છે ? તું પણ ઉગ્રકાલના કેદીઓને નજરમાં આવે તેમ કરવા દે છે.

શમ્બર

ભૈરવ ! આખરે તું બાલક તે બાલક જ રહ્યો. લોપામુદ્રા તો આર્યોના દેવની દીકરી છે.

ભૈરવ [ અધીરાઈથી ]

પણ આપણે એને પકડી આણી છે. એને મારી નજર પાસે રાખવી જોઈએ.

ઉગ્રા [ ગર્વથી ]

ત્યારે એને તારે ત્યાં લઈ જઈ કેમ રાખતો નથી ?

ભૈરવ

હું તો લઈ જવાનો હતો પણ દસ્યુરાજે કૈં જુદું જ કરી નાખ્યું.

શમ્બર

તું તો લઈ જવાનો હતો જ તો ! [ ગાંભીર્યથી ] ભૈરવ ! તારા દાદાની જંગ્યાએ હું છું, સમજ્યો ? એ છોકરીને મેં પકડી આણી છે ખરી, પણ જેવી મારી ઉગ્રી છે તેવી એ છે.

ઉગ્રા [ મરડમાં ]

ઓહો હો ! તને પણ એના પર આટલો બધો ભાવ આવ્યો ને કૈં !

શમ્બર

હા. મને એના પર બહુ ભાવ આવે છે. એણે મારી ચાકરી કરી નહોત તો હું આજે જીવતો નહોત. તને શું ખબર છે ? હું અરણ્યમાં એકલો, ઘવાએલો પડ્યો હતો ત્યારે એ મને અથર્વણના આશ્રમમાં લઈ ગઈ, ને જીવાડ્યો. એની જગ્યાએ કોઈ બીજો ગૌરાંગ હોત તો એમના કટ્ટા વેરી શમ્બરને ત્યાં ને ત્યાં મારી નાખત. ભૈરવ ! ભુલતો નહીં—એ મારી દીકરી છે.

ભૈરવ

પણ પેલો વિશ્વરથ—

ઉગ્રા [ શમ્બરના ચાળા પાડીને ]

—ને ભુલતો નહીં કે તે મારો ધણી છે—

શમ્બર [ બંનેને ખભાથી ઝાલી ]

—ને તમે બંને ભુલતાં નહીં કે એ બંને મારા પરોણા છે—

ભૈરવ [ માથું ધુણાવી ]

પણ દસ્યુરાજ! કોણ જાણે છે ? કાલે ઉગ્રકાલ બંનેને યાદ કરશે તો ?

શમ્બર [ ચમકીને ]

તો !—

ઉષા [ ફીક્કી બની ]

ઓ. —

[ પડદો પડે છે ને તરત ઉપડે છે. ]

# અંક પહેલો.

## પ્રવેશ બીજો

[ તેને તે જ સ્થલ છે. રાત પડી છે. થોડેક આગળ વેદી બનાવી અગ્નિ સ્થાપ્યો છે. તેમાંથી નીકળતા લાકડાનું તેજ પડે છે. તેની જમણી તરફ લોપામુદ્રા, પાસે ઉભે ઘુંટણે બેસીને અગ્નિમાં જોઈ રહી છે. થોડી થોડી વારે તે સ્રુક્ણ સારું હોમે છે. અત્યારે તેણે શાલ ઓઢી નથી અને માથાની લટો જટાની માફક વાંટી લીધી છે. પાસે એનું કમંડલ પડેલું છે. જમણી બાજુએ થોડે દૂર હરણ ને વાઘનાં ચામડાંની એક પથારી પડી છે. ડાબી બાજુએ ઝાડના થાળા પાસે, લોપામુદ્રા તરફ ડોળા ફાડી જોતો ઋક્ષ લાંચ પર બેઠો છે. ]

ઋક્ષ [ મોટા નીસાસો નાંખી ]

હું બહુ જ ખરાબ થઈ ગયો છું.

લોપામુદ્રા [ ઉચું જોઈ ]

પણ તું,—અગસ્ત્યનો શિષ્ય—આવો થાય એ કેમ ચાલે ?

ઋક્ષ

ભગવતી ! [ હાથ જોડીને ] હું સાચું જ કહું છું. હું છેક નાનો હતો ત્યારે આવો નહોતો; ત્યારે તો સ્ત્રી અને સુરાનાં નામ મને નહીં ગમતાં. પણ આ દુષ્ટ અસુરની ભૂમિ જ ભુંડી છે, ક્ષમા કરો—

લોપામુદ્રા

ઋક્ષ ! તારૂં હૃદય દુર્બલ છે.

ઋક્ષ [ છાતી કાઢી ]

ભગવતી ભારડાજી ! એક વાર આ હૈયું વજ્ર જેવું કઠણ હતું. પણ કોણ જાણે એને શું થયું છે ? હે મહર્ષિવર્ય ! હું આ કાળી નકટીઓ જોઉં છું ને હિમ ઓગળે તેમ મારું હૈયું



ઋક્ષ: ભગવતી ! ના—બધું રાખી શકું છું પણ સંયમ રાખી શકતો નથી.

[શંબર કન્યા પૃ. ૨૩]

પાણી પાણી થઈ જાય છે. [ રડતે રાગે ] હું બહુ પાપી થઈ ગયો છું—ભ્રષ્ટ થઈ ગયો છું.

લોપામુદ્રા [ હસીને ]

પણ આ તો તારા હાથની વાત છે. તું એટલો સંયમ નહીં રાખી શકે ? [ ઉઠીને પાસે આવીને ડાબે હાથે ઝાડના થાળા પર બેસે છે. ઋક્ષ ખસ્યા વગર માત્ર પગની પલાંઠી બદલી, એક તરફથી બીજી તરફ મોં ફેરવે છે ]

ઋક્ષ [ સુઠીઓ વડે આંસુ લુંછતા લુંતા ]

ભગવતી ! ના—બધું રાખી શકું છું પણ સંયમ રાખી શકતો નથી. દેવોએ મારી સામું કાવત્રું રચ્યું છે. કોઈ મારી પ્રાર્થના પણ સાંભળતા નથી. શું કરું ? પ્રાર્થના જેટલા જોરથી કરું છું તેટલાજ જોરથી ચિત્ત ચળી જાય છે. હું અનાર્ય છું.

[ લોપામુદ્રા તરફ કગરીને જોઈ આંસુ પાડે છે ]

લોપામુદ્રા

પણ આ બધું કહ્યે શું કામનું ? તારી જાતે જ તારો ઉદ્ધાર કર.

ઋક્ષ

પણ ભગવતી ! ભગવતી ! [ ડુસકાં લેતાં ] હું મૂલે ખરાબ માણસ નથી. હું ખાત્રી આપું છું [ એકદમ હસી દેતાં ] દેવોએ જ આપને અહીંઆં મોકલી આપ્યાં છે. આપ આવ્યાં ને મારા હૈયામાં ભયંકર સંકલ્પ ભડભડ બળવા માંડયો છે. [ ઝાડ પાછળ, ને લોપામુદ્રાની પીઠ પાછળ બે દસ્યુકન્યાઓ આવી હાથના ચાળાથી ઋક્ષને બોલાવે છે ] દુષ્ટ નકટી—નકટીઓ—જાઓ—

[ લોપામુદ્રા પાછળ કોણ ઉભું છે તે જોવા ફરે છે એટલે દસ્યુકન્યાઓ ઝાડ પાછળ લપાઈ જાય છે. ]

ઋક્ષ [ સસંભ્રમ ]

કોઈ નથી—કોઈ નથી. કોણ જાણે કેમ રોજ નવી ને નવી આવ્યે જ જાય છે ને મારો જીવ આમ મસળાઈ જાય છે. [ દસ્યુકન્યાઓ પાછી નીકળી, મુંગી મુંગી બોલાવે છે ]-દૂર-દૂર—નકટી

દૂર જા. [ લોપામુદ્રા પાછી જોવા ફરે છે ને કન્યાઓ પાછી ભરાઈ જાય છે ] ના–કોઈ નથી. પણ બધી એ નકટાઓની જાત પર હું થુંકું છું; પાણી મુકું છું. હું ઘણો પાપી છું–ભગવતી !–ઘણો પાપી છું.

લોપામુદ્રા

પણ ભાઈ ! આ બધું બોલ્યે કૈં કામ આવવાનું નથી. મેં તને જોયો ત્યારથી તને સુરામત્ત થએલો હું જોઉં છું.

ઋક્ષ [ રડતે રાગે ]

ભગવતી ! મને એ પણ અત્યંત ખરાબ લાગે છે. હું કોણ ? હું તૃત્સુ,–અગસ્ત્યનો શિષ્ય–આમ સુરા પીને પડી રહું ! ધીક્કાર છે ઋક્ષ ! તને ધીક્કાર છે [ ધ્રુસ્કાં ખાતાં ] પણ હું શું કરૂં ?

[ થોડી થોડી વારે દસ્યુકન્યાઓ ઝાડ પાછળથી ડોકાં કાઢી, આંખથી અણસારા કરે છે. ઋક્ષ બને તેટલી વખત તેમને જવાની નીશાની કરે છે ને કોઈવાર લોપામુદ્રા પાછળ ફરીને જુએ છે ]

લોપામુદ્રા

શું કરું ? શું કરું શું ? સુરા પીવાનું બંધ કર. તારી જેમ તો આ અસુરો પણ નથી પીતા.

ઋક્ષ

દયા કરો. [ રડે છે ] હું સારો માણસ છું. પણ આ અસુરનો ગઢ–આ કાળી નકટી સ્ત્રીઓ–આ કારાવાસ–જોઈ જોઈને મારો જીવ ગુંગળાય છે ને શ્વાસ રુંધાય છે. હું દુઃખી દુઃખી થઈ જાઉં છું. હું અગસ્ત્યનો પ્રિય શિષ્ય સુરા લઈ મારો ઉદ્વેગ શમાવું ? શી દશા ! ઋક્ષ, તારી શી દશા ! [ આકાશ તરફ જોઈ રહે છે ]

લોપામુદ્રા

પણ હવે મને વચન આપ—

ઋક્ષ

શું—?

લોપામુદ્રા

સુરાને સ્પર્શવો નહીં.

[ દસ્યુકન્યાઓ ઋક્ષને બોલાવે છે ]

ઋક્ષ [ દસ્યુકન્યાને ]

હું આવું છું [ લોપામુદ્રાને ] અરે–હેં–હું શું બોલ્યો ? હું આપું છું વચન. લો વચન. હું આ હાથે સુરા નહીં સ્પર્શું. દુર્દમના પુત્ર ઋક્ષનું વચન છે. [ ઉઠવા જાય છે ] હું દુષ્ટ છું, પાપી છું; પણ મારૂં વચન સદાય પાળું છું. મારી, અગસ્ત્યના શિષ્યની શી દશા ? ભગવતી ! સારું થયું. તમે આવ્યાં ને હું ઉદ્ધર્યો. તમારી તેજસ્વી આંખોએ મારું કાળજું કોરી શુદ્ધ સંકલ્પનું નિર્મળ ઝરણું કાઢયું છે. [ પગે લાગી ઉઠે છે ] હવેથી હું તમારો શિષ્ય છું, પુત્ર છું–કદી સુરા નહીં છેડું [ દસ્યુકન્યાને થોભવાનું કહે છે ] આજ્ઞા આપો. હું મારી ઝુંપડીએ જઈ પશ્ચાત્તાપ કરું.

લોપામુદ્રા

ભલે જા. પણ હજુ વિશ્વરથ કેમ નહીં આવ્યો ?

ઋક્ષ

એ તો આ કાળીઆઓનો વહાલો થઈ પડ્યો છે. જે કોઈ માંદું પડ્યું કે અશ્વિનોનું આવાહન કરે છે. [ તિરસ્કારથી ] પણ આ નકટાઓ માટે તે દેવને આરાધવા શા ? [ જવા અધીરો થાય છે ]

લોપામુદ્રા

ઋક્ષ ! જીવમાત્ર દેવ વરુણનો છે. તેના સુખ સારુ જ દેવ આરાધવાના હોય.

ઋક્ષ

ભગવતી ! પણ ગુરુદેવ તો સ્પષ્ટ કહેતા કે આ કાળીઆઓને તો દીઠા કે મારવા.

લોપામુદ્રા [ ઉભી થઈ જઈ ]

ઋક્ષ ! તો તારા ગુરુ હજી સમજ્યા નથી. રંગ ને રૂપ જુદાં થયે મનુષ્યનો પશુ થતો નથી.

ઋક્ષ [ જાણે સમજ્યો હોય તેમ ]

હું પણ એ જ કહું છું, રંગ ને રૂપ જુદાં થયે માણસ માણસ જ

રહે છે. ખરેખર હા, હવે સમજાયું. તેમાં જ આ કાળીઓને જોઉં છું એટલે મારો જીવ લલચાઈ ઉઠે છે.

[ ડોકું ધુણાવતો ધુણાવતો જાય છે ]

લોપામુદ્રા

[ ઘુંટણીએ બેસી, અગ્નિનાં સમિધ સમારે છે. ધીમે અવાજે ] પશુ બની, આર્યત્વ લજાવી રહ્યો છે. પણ દસ્યુઓના ઘરમાં બીજું શું થાય? કૌશિકની પણ શી દશા?

[ હાથ જોડી ઉંચી દ્રષ્ટે પ્રાર્થના કરે છે. ] ઈંદ્ર! મઘવા! શતમન્યુ! સહાય કર અને આર્યોને વિજય દે.

[ ઉભી થાય છે ને વાળ સમારે છે. ] હજી વિશ્વરથ કેમ નહીં આવ્યો? લાવ કપડાં ધોઈ નાખું. [ જાય છે. ઉગ્રા આવે છે ]

ઉગ્રા [ ચારે તરફ જોઈને ]

ક્યાં ગઈ? નથી. [ ઝાડના થાળા આગળ ઉભી રહી, ચોખા નાખી ધીમેથી બોલે છે ] નાગ બાપજી! આ ગૌરાંગી બહુ ખરાબ છે. ફણીધર મારા બાપ! એ મારા વિશ્વરથને લઈ જવા આવી છે. એને ખુબ કરડજે. એની ફુટડી આંખમાં ફુલાં પાડજે. એનું શ્વેત અંગ કાળું કરજે, બાપજી!

[ વિશ્વરથ વહેલો વહેલો પાછળથી આવે છે ને ચમકે છે ]

વિશ્વરથ

શામ્બરી! તું ક્યાંથી? શું કરે છે? ભગવતી ક્યાં ગયાં છે?

ઉગ્રા [ દયાજનક રીતે ]

હું તને મળવા આવી છું.

વિશ્વરથ

અત્યારે? હજુ વાર છે.

ઉગ્રા [ ખેદથી જોતાં ]

કેમ હું નથી ગમતી?

વિશ્વરથ [ અધીરાઈથી ]

ગાંડી! આખો વખત આમને આમ શું પુછે છે?

ઉગ્રા [ બીતી બીતી ]

મારા હૈયામાં ધ્રાસ્કો પડયો છે. જાણે તું ચાલી ગયો !

વિશ્વરથ [ કચવાઈને ]

કોઈ દહાડો જીવતો હોઈશ તો જરૂર ચાલી જઈશ. આખી જીંદગી મને આમ પાંજરામાં પૂરી રાખવો છે ?

ઉગ્રા [ બે હાથ જોડીને ]

મને મુકીને જતો રહેશે ?

[ વિશ્વરથ હેતથી પાસે આવીને તેને વાંસે હાથ મુકે છે ]

વિશ્વરથ

હું નહીં મુકી જાઉં, નહીં મુકી જાઉં, કેટલીક વાર કહું ? જરા જરામાં રડે છે શું ?

ઉગ્રા [ વિશ્વરથની છાતીપર માથું મુકી ]

તું મને જરૂર મુકી જવાનો.

[ વિશ્વરથ ચારે તરફ ગભરાઈ જુએ છે ].

વિશ્વરથ

શા ઉપરથી, ગાંડી ?

ઉગ્રા

મને ખાત્રી થઈ છે. તું અત્યાર સુધી દુઃખી હતો. પણ આ ગૌરાંગી આવી ત્યારથી હસતો થઈ ગયો છે.

વિશ્વરથ

હા, ઉગ્રા. ભગવતી આવ્યાં છે ત્યારથી જાણે મારા ઘરમાં હોઉં એવું લાગે છે.

ઉગ્રા [ રડી દઇને ]

હું જાણું છું–જાણું છું. એ ગૌરાંગી તને લઈ જવાની છે.

વિશ્વરથ

ઉગ્રા ! ભગવતી તો મહર્ષિ છે–અમારામાં પૂજ્યમાં પૂજ્ય છે. એના પરિચયથી હું ખુશી થાઉં તેમાં શી નવાઈ ?

ઉષા [ રોકું ધ્રુણાવી ]

તું ખુશી નથી થયો—એની પાછળ ઘેલો થયો છે. તારી આંખમાં કૈં પેઠું જ છે તો !

વિશ્વરથ [ સખ્તાઈથી ]

મૂર્ખી ! કોની વાત કરે છે તેનું તને ભાન છે? ભગવતી દેવી છે. એને આશીર્વાદે અનેક જણ ઉદ્ધર્યા છે. ઋષિઓનાં તપોવનોમાં, રાજાઓના હર્મ્યમાં એ સુખ વેરતાં ચાલી જાય છે.

ઉષા [ દૂર જઇ ]

તને શું થાય છે તે હું જાણું છું [ રડે છે ]

વિશ્વરથ

મને હર્ષ થાય એમાં શી નવાઈ? એનાં પગલાં થયાં અને મારા આ કારાવાસમાં પણ અગસ્ત્ય ને અથર્વણના આશ્રમનું તેજ પ્રસરી રહ્યું છે. મેં સોમપાન કર્યું હોય,—દેવ વરુણ મારે હૈયે વસ્યા હોય, એમ મારી રગો થનગન થનગન નાચી રહી છે. [ અચકાઇને ] આવા ગાંડા શું કાઢે છે? [ તેને ભેટે છે. ઉષા તેની છાતીમાં માથું નાંખીને ધ્રુસ્કાં ખાય છે ] જા, જા. મધરાતે આપણી ઝુંપડીમાં આવજે. મને આજે અહીંઆં વાર લાગશે.

ઉષા [ છુટી પડીને આંસુ લુછે છે ]

જાઉં ?

[ પાછળથી ખડખડાટ સંભળાય છે. ]

વિશ્વરથ [ આજ્ઞા કરીને ]

હા, જા. મારે ભગવતી સાથે વાત કરવી છે.

ઉષા [ નીસાસો મુકે છે ]

જેવી આજ્ઞા. [ નીચું જોઇ ખિન્ન વદને ચાલી જાય છે. ]

વિશ્વરથ

આ તે કૈં માણસ છે? [ વિચાર કરતાં ] પણ હું ગાંડો તો થયો છું...એમાં જરાએ સંદેહ નહીં. શામ્બરીનો પૂર જાણે સંકેલાઈ ગયો છે.....અથર્વણના આશ્રમનાં તરુવરો પ્રભાતના મંદ પવનમાં

ડોલે છે [ જાણે સ્વપ્નમાં જોતો હોય તેમ ] દેવી સરસ્વતી વહી જાય છે.......એ ઉભાં છે-પ્રફુલ્લ નયનોએ, ઉંડા મધુર સ્વરે, દેવને આરાધતાં. ઉપવન બધું એમની દૈવી છટાથી કંપાયમાન બન્યું છે. ...હું જાણે આઠ વર્ષનો છું...જમદગ્નિનો હાથ ઝાલી, મોમાં આંગળી મુકી, આંખો ફાડી એમને જોઈ રહું છું [ જોઇ રહે છે ] આજે, એ સ્મરણ નથી...દર્શન છે. [ થોભે છે ] એ આવે છે–[ ધીમે ધીમે જાણે ચિત્ર ખડું કરતાં ]...નીચાં વળે છે...ચુંબન કરે છે [ ગાલ પંપાળી ચમકે છે ]......જગતનો સાર બધો એ સ્પર્શમાં સમાયો છે...... આજે પણ તેની આલ્હાદકતા તેવી ને તેવી જ જળે છે. [ લોપામુદ્રા પાછળથી આવે છે. ઉભી રહે છે ને હસે છે. ]

**લોપામુદ્રા**

શું જળે છે ?

**વિશ્વરથ** [ વિશ્વરથ ચમકીને પાછો ફરી, શરમાઈ જાય છે ]

જળે છે ? શું ?...કૈં નહીં......

**લોપામુદ્રા** [ હસીને ]

કોની સાથે વાત કરતો હતો ?

**વિશ્વરથ**

હમણાં અહીંઆં ઉગ્રા આવી હતી.

**લોપામુદ્રા**

કૌશિક ! એ છોકરી તારી પાછળ ગાંડી બની ગઈ છે.

**વિશ્વરથ** [ કંટાળીને ]

ભગવતી ! ભગવતી ! હું શું કરું ? એ છોકરી આ કારાવાસમાં પણ મને જંપવા દેતી નથી. મેં એની સામે દૃષ્ટિ નાખી નહોતી, છતાં એ આવીને મારા પગ આગળ મરવા સુતી. તમે માનશો નહીં, પણ અનિચ્છાએ, દયાની ખાતર, મારે એનો સ્વીકાર કરવો પડ્યો. [ કડવાશથી ] હું–અગસ્ત્યનો શિષ્ય–ભરતોમાં શ્રેષ્ઠ આ દસ્યુકન્યા જોડે ઘર માંડી બેઠો છું. ઘણી વાર રોમે રોમે કમકમાં

આવે છે. [ કરગરીને ] પણ શું કરું ભગવતી ! મેં બન્નેનું નામ કલંકિત કર્યું છે. પણ હું શું કરું ? એની દયાજનક અનન્યતા યમના પાશથી પણ વધારે ક્રૂર છે—અજેય છે. [ નીચું જોઈ ઊભો રહે છે ]

લોપામુદ્રા

[ હેતથી વિશ્વરથને ખભે હાથ મુકી ] યુવક ! તારો એમાં દોષ નથી. એ છોકરીમાં એના બાપનો ઉદાર સ્વભાવ ને સ્નેહ છે.

વિશ્વરથ

ગુરુ જાણે તો શું કહેશે ?

લોપામુદ્રા

મુનિને હું તો ઘણાં વર્ષોથી મળી નથી. પણ સાંભળ્યું છે તે ખરું હોય તો તને એ ક્ષમા નહીં આપે. પણ [ ભાવથી હસીને ] હું જરા જુદી છું. ચામડીના રંગમાં મને સ્વભાવ સમાએલો દેખાતો નથી.

વિશ્વરથ [ ઉંચુ જોઈ ]

ખરું કહો છો ? કે મારી મજાક કરો છો ?

લોપામુદ્રા

સત્ય.

વિશ્વરથ

ભગવતી ! મારું મન પણ એ જ કહે છે. આપે કહ્યું તે સત્ય છે. આપણે આ દસ્યુઓનો સંહાર કરીએ છીએ, એમને દેવોના દ્વેષ્ટા માનીએ છીએ. પણ—પણ—આટલા પરિચય પછી મને ખાત્રી થઈ છે કે આ લોકો આસુરી નથી.

લોપામુદ્રા

પેલા ભૈરવ શીવાય. એનું ચાલે તો એની આંખો વડે મને આખી ને આખી ખાઈ જાય.

વિશ્વરથ

એ એક દુષ્ટ છે. પણ બીજા ઘણા ભાવાર્થી ને સરલ છે. એમ થાય છે, કે એમના કોઈક ગુણ આપણામાં હોય તો સારું.

લોપામુદ્રા

પણ જ્યાં સુધી એ દેવોનો દ્વેશ કરે છે ત્યાં સુધી એમનો સંહાર કર્યા વિના કેમ ચાલે? પણ બેસની વિશ્વરથ! [ ઝાડના થાળા પર બેસે છે ] મને તારી આખી કથા તો કહે. આપણે કેટલે વર્ષે મળ્યાં?

[ વિશ્વરથ લોપામુદ્રાના પગ આગળ બેસે છે ]

વિશ્વરથ

ચૌદ વર્ષ વહી ગયાં–જોત જોતામાં, હું મોટો થયો—

લોપામુદ્રા [ પ્રશંસાથી જોઇને ]

જાણે સવિતા જેવો લાગે છે. [ હસીને ] શામ્બરી ગાંડી થાય એમાં નવાઈ નથી. પછી?

વિશ્વરથ

પછી શું? મૈત્રાવરુણે ને અથર્વણે મને વિદ્યા આપી. અને આજે સાત મહીના થયાં અહીંઆં સડું છું. [ થોડીવાર જોઈ રહી ] હું માણસ રહ્યો નથી. દીન ઉગે છે ને આથમે છે. મારા ભરતો, વીસરાઈ જતી સ્મરણસૃષ્ટિ સમા, ઝાંખા, થઈ ગયા છે. સ્વજનો–ઘોષા મા, સત્યા, અથર્વણ બધાં, બાલપણમાં સાંભળેલી કથાનાં પાત્રો જેવાં અદૃષ્ટ થવા લાગ્યાં છે. ભગવતી! [ ઋક્ષ લથડતો આવે છે. ]

ઋક્ષ [ હેડકી ખાતાં ]

ભ–ભગવતી! મેં વચન પાળ્યું છે. હું વચનભંગ કદી ક–કરતો નથી. સા–સાચું કહું છું. મેં સુરાનો સ્પર્શ કર્યો નથી.

[ વિશ્વરથ ઉભો થઈ ઋક્ષની પાસે જાય છે ]

વિશ્વરથ

[ હાથ પકડીને હચમચાવે છે ]

ઋક્ષ! શું બકે છે?

લોપામુદ્રા

કૌશિક! એ હમણાં મને વચન દઈ ગયો કે સુરાનો સ્પર્શ નહીં કરું.

ઋક્ષ [ હાસ્યજનક મીજાજથી ]

ખ–ખરી વાત. મેં નથી કર્યો. [ લથડે છે ]

વિશ્વરથ

તો આ શું ?

ઋક્ષ [ તોરમાં સામું જુએ છે ]

આ શું–શું–શું ? સુરા હું સ્પર્શ્યો નથી. મેં વચન પાળ્યું છે.

વિશ્વરથ

ત્યારે પેટમાં કેમ ગયો ?

ઋક્ષ

પ–પેલી નકટી રેડી ગઈ. [ હાસ્યજનક દયામણાપણાથી ] ભ–ભગવતી ! તદ્દન ખરી વાત. મેં આ હાથે જરા સ્પર્શ કર્યો નથી.

લોપામુદ્રા

બહુ સારું ભાઈ ! તું અહીંઆં બેસ.

ઋક્ષ

આ વિશ્વરથ પર વિશ્વાસ નહીં કરશો. હા. હા. [ હસે છે ] વચન પાળ્યું છે.

લોપામુદ્રા

વારુ–વારુ.

[ ઋક્ષ લોપામુદ્રાના પગ આગળ બેસે છે. લોપામુદ્રા એનું માથું થોડી થોડી વારે પંપાળે છે. ]

વિશ્વરથ

પણ સપ્તસિંધુના શા સમાચાર ? ગુરુવર્ય શું કરે છે ? આ વિગ્રહ ક્યાં સુધી આવ્યો ?

લોપામુદ્રા [ ઋક્ષને પંપાળતાં ]

હું તો બહુ થોડું જાણું છું. તમને બે જણને શમ્બર ઉપાડી ગયો પછી સમાધાની માટે તેણે દૂત મોકલ્યો હતો.

વિશ્વરથ

પેલો તુગ્ર–આપણને મળ્યો હતો તે—

લોપામુદ્રા

એમ ? શમ્બરને એના ગઢ પાછા જોઈતા હતા. જવાબમાં

મૈત્રાવરુણ યુદ્ધમાં ઉતરી પડયા. દાસ સાથે દોસ્તી હોય નહીં, એમ એમણે જવાબ આપ્યો.

વિશ્વરથ

દિવોદાસ ?

લોપામુદ્રા

દિવોદાસ અતિથિગ્વ પક્થો સાથે લઢવામાં રોકાયા હતા. શૃંજયરાજ સોમક માંદા હતા. અથર્વણે કહાવ્યું કે શમ્બરના ગઢ પાછા આપવા એ જ યોગ્ય છે.

વિશ્વરથ

અંહ! તેમાં શમ્બર અત્યાર સુધી ભરતોને જીતી રહ્યો છે.

લોપામુદ્રા

શમ્બર હાર્યો નથી એ વાત ખરી. પણ મૈત્રાવરુણે થોડા મહીનામાં તારા ભરતોની કીર્તિ અમર કરી દીધી છે.

વિશ્વરથ [ હર્ષથી ]

એમ ? કેવી રીતે ?

ઋક્ષ [ આંખો ઉઘાડી ]

એમ કેવી રીતે ? હું પ–પણ એમ જ પુછું છું.

લોપામુદ્રા [ ઋક્ષને પંપાળતા ]

શમ્બર જેવો અહીંઆં દેખાય છે એવો યુદ્ધમાં નથી. ત્યાં એ વરુ જેવો ક્રૂર ને કપટી છે. વનો ને પર્વતોનો એ રાજા રહ્યો એટલે તેમાં જઈને આપણે એને શોધવો પડે.

ઋક્ષ

હું પણ એમ કહું છું.

લોપામુદ્રા

હા, હા. [ ઋક્ષને પંપાળે છે ]

વિશ્વરથ

પછી ગુરુદેવનું શું ?

વિશ્વરથ

તો આ શું ?

ઋક્ષ [ તોરમાં સામું જુએ છે ]

આ શું–શું–શું ? સુરા હું સ્પર્શ્યો નથી. મેં વચન પાળ્યું છે.

વિશ્વરથ

ત્યારે પેટમાં કેમ ગયો ?

ઋક્ષ

પ–પેલી નકટી રેડી ગઈ. [ હાસ્યજનક દયામણાપણાથી ] ભ–ભગવતી ! તદ્દન ખરી વાત. મેં આ હાથે જરા સ્પર્શ કર્યો નથી.

લોપામુદ્રા

બહુ સારું ભાઈ ! તું અહીંઆં બેસ.

ઋક્ષ

આ વિશ્વરથ પર વિશ્વાસ નહીં કરશો. હા. હા. [ હસે છે ] વચન પાળ્યું . છે.

લોપામુદ્રા

વારુ–વારુ.

[ ઋક્ષ લોપામુદ્રાના પગ આગળ બેસે છે. લોપામુદ્રા એનું માથું થોડી થોડી વારે પંપાળે છે. ]

વિશ્વરથ

પણ સપ્તસિંધુના શા સમાચાર ? ગુરુવર્ય શું કરે છે ? આ વિગ્રહ ક્યાં સુધી આવ્યો ?

લોપામુદ્રા [ ઋક્ષને પંપાળતાં ]

હું તો બહુ થોડું જાણું છું. તમને બે જણને શમ્બર ઉપાડી ગયો પછી સમાધાની માટે તેણે દૂત મોકલ્યો હતો.

વિશ્વરથ

પેલો તુગ્ર–આપણને મળ્યો હતો તે—

લોપામુદ્રા

એમ ? શમ્બરને એના ગઢ પાછા જોઈતા હતા. જવાબમાં

મૈત્રાવરુણ યુદ્ધમાં ઉતરી પડયા. દાસ સાથે દોસ્તી હોય નહીં, એમ એમણે જવાબ આપ્યો.

વિશ્વરથ

દિવોદાસ ?

લોપામુદ્રા

દિવોદાસ અતિથિગ્વ પક્ષો સાથે લઢવામાં રોકાયા હતા. શૃંજયરાજ સોમક માંદા હતા. અથર્વણે કહાવ્યું કે શમ્બરના ગઢ પાછા આપવા એ જ યોગ્ય છે.

વિશ્વરથ

અંહ ! તેમાં શમ્બર અત્યાર સુધી ભરતોને જીતી રહ્યો છે.

લોપામુદ્રા

શમ્બર હાર્યો નથી એ વાત ખરી. પણ મૈત્રાવરુણે થોડા મહીનામાં તારા ભરતોની કીર્તિ અમર કરી દીધી છે.

વિશ્વરથ [ હર્ષથી ]

એમ ? કેવી રીતે ?

ઋક્ષ [ આંખો ઉઘાડી ]

એમ કેવી રીતે ? હું પ–પણ એમ જ પુછું છું.

લોપામુદ્રા [ ઋક્ષને પંપાળતા ]

શમ્બર જેવો અહીંઆં દેખાય છે એવો યુદ્ધમાં નથી. ત્યાં એ વરુ જેવો ક્રૂર ને કપટી છે. વનો ને પર્વતોનો એ રાજા રહ્યો એટલે તેમાં જઈને આપણે એને શોધવો પડે.

ઋક્ષ

હું પણ એમ કહું છું.

લોપામુદ્રા

હા, હા. [ ઋક્ષને પંપાળે છે ]

વિશ્વરથ

પછી ગુરુદેવનું શું ?

લોપામુદ્રા [ ટટાર બેસીને ]

કૌશિક ! સપ્તસિંધુમાં એણે કર્યાં એવાં પરાક્રમ કોઈએ કદી કર્યાં નથી. એમણે ઈંદ્રની સહાયે યુદ્ધ આરંભ્યું. ઈંદ્રે એમને છોડ્યા ત્યારે અશ્વિનોની મદદથી વન બાળ્યાં. શતદ્રુનાં જલ ઓસાર્યાં ને પર્વત ઓળંગ્યા. સરસ્વતીતીરનાં તપોવન બાળીને ભસ્મ કરવા આવેલો શમ્બર, શતદ્રુથી આગળ ન વધી શક્યો તે ન જ શક્યો.

વિશ્વરથ

પણ શમ્બર જીત્યો કહેવાય છે—

ઋક્ષ

હું પણ એ જ કહું છું—

લોપામુદ્રા

હા, આજે એ જીત્યો છે. એના ગઢ એણે પાછા લીધા છે. એ બધું ખરું. પણ તારા ભરતો માન મુકવાના નથી ને મૈત્રાવરુણ ડગવાના નથી. શતદ્રુ ને સરસ્વતી વચ્ચે રસ્તો રોકી એ બેઠા છે. જ્યાં વનો હતાં ત્યાં આજે ભરતો ગ્રામો વસાવી રહ્યા છે.

વિશ્વરથ

ધન્ય છે, ગુરુવર્યને !

લોપામુદ્રા [ ઉત્સાહથી ]

ખરેખર ધન્ય છે. હવે તો સાંભળ્યું છે કે ઈંદ્રે પણ નમતું આપ્યું છે ને મદદ કરવાનું વચન આપ્યું છે.

ઋક્ષ

હું પણ એ જ કહું છું—

લોપામુદ્રા [ હસીને ]

હા. એની મને ખાત્રી છે. તું બેસ છાનોમાનો.

વિશ્વરથ

એવું થાય છે કે આ કારાગ્રહમાંથી ક્યારે છુટું ?

લોપામુદ્રા

ટુંકા વખતમાં. મને દેવી ઉષાએ વચન દીધું છે. મારા ઉપર થએલો અત્યાચાર દેવો સાંખે નહીં—

ઋક્ષ

નહીં સાંખે— [ ઉભો થઈ જતાં ] નહીં સાંખે.

વિશ્વરથ

બેસી જા—

ઋક્ષ

નથી બેસતો—

વિશ્વરથ [ વિશ્વરથ ઉભો થઈ સમજાવે છે ]

જા, જઈને સુઈ જા.

ઋક્ષ

નથી જતો. [ વિશ્વરથની સામું ઘુરકે છે ]

લોપામુદ્રા [ લોપામુદ્રા હસીને વચ્ચે પડે છે ]

ઋક્ષ ! ઋક્ષ ! હમણાં આટલો પશ્ચાત્તાપ કર્યો પણ તું હતો તેવો ને તેવો રહ્યો.

ઋક્ષ

ભ—ભગવતી ! હું ! હજી મારામાં પ–પશ્ચાત્તાપનાં ઝરણાં ફુટે છે.

લોપામુદ્રા

પણ તરત ઝરણાં સુકાઈ જાય છે.

ઋક્ષ [ રડતે રાગે ]

ત–તમને સંશય છે ? ભ–ભગવતી ! મને ક્ષમા કરો. હું બ–બહુ અધમ છું. મને બહુ પસ્તાવો થાય છે. [ હાથ જોડી ઘેનભરી આંખે જોઈ રહે છે ] મને માફ ક–કર્યો ? કર્યો ? કર્યો ? ખરેખર ! ના–હું પાપી છું. [ રડે છે ] પ–પગે લાગું. [ પગે લાગવા જાય છે ને પડી જાય છે ]

લોપામુદ્રા

વિશ્વરથ ! હવે એને લઈ જા. સવાર પડશે ત્યારે એનો સૂર્ય ઉગશે.

વિશ્વરથ

એ તો જેટલાં પશ્ચાત્તાપનાં આંસું ખાલી કરશે તેટલાં સુરા પીને પાછાં ભરશે.

લોપામુદ્રા

બીચારો ! કારાવાસનું જીવન જ એવું છે. કંચનને પણ કલંકિત કરે છે.

વિશ્વરથ

ચાલ ! ચાલ !

ઋક્ષ

આ બીજું શું કરું છું ?–ભ–ભ–ગવતી ! હું પશ્ચાત્તાપ કરું છું.

[ વિશ્વરથ ઋક્ષને દોરી જાય છે ]

લોપામુદ્રા

હવ્યવાહન ! આર્યોનું શું થવા બેઠું છે ? જો શમ્બર જીતે –જો આર્યોને દસ્યુઓની ધુંસરી સ્વીકારવી પડે–તો તો શું થશે ? દેવી ! દેવી ! એ વિનાશમાંથી ઉગારો ! મૈત્રાવરુણને વિજય આપો અને સપ્તસિંધુમાં આર્યોને નિર્ભય કરો ! [ અગ્નિ પાસે જઈ અસ્કોરે છે અને તેની પાસે ધુંટણીએ પડીને પ્રાર્થના કરે છે ] અમારું શું થવા બેઠું છે ? શમ્બરનો દિગ્વિજય થાય તો અમારે દસ્યુઓની સેવા સ્વીકારવી પડે. ને પછી–અમારાં તેજ હોલવાઈ જશે, તપ પરવારશે ને વિશુદ્ધિ જતી રહેશે–ને–ને બધા ઋક્ષો થઈ જશે. [ થોડો વખત બેસી રહે છે ]

વિશ્વરથને દેવોએ કેવો સરસ ઘડયો છે. [ હસીને ] પણ હું એને દુઃખી કરવાની છું. દેવ ! મારા રૂપે બહુને સંતાપ્યા છે, પણ આટલા છોકરાને ઉગારી લેજે. [ થોડીવાર થોભીને ] જ્યાં સુધી વિશ્વરથ જેવા છે ત્યાં સુધી દેવો આર્યોનો સાથ નહીં છોડે...ને દેવ ! આ દસ્યુઓમાં સદ્‌બુદ્ધિ પ્રેરો તો કેવું સારું ? દેવોનો દ્વેશ છોડી એ આર્યોના થઈ રહે તો કેવું સારું ?

[ લોપામુદ્રા ચોટલો છોડે છે, અને અગ્નિ અસ્કોરી ચામડાંઓની પથારી પર સુઈ જાય છે. થોડીવારે તે પાસું બદલી ઉંઘી જાય છે. ભૈરવ ધીમે ધીમે આવે છે, ચારે તરફ જુએ છે અને લોપામુદ્રાની પાસે આવે છે.

થોડી વાર, તે લિપ્સાથી દુષ્ટ રીતે હસે છે, અને હાથ પહોળા કરી ચુંબન કરવા જાય છે. એકદમ લોપામુદ્રા જાગે છે અને ઉઠીને દૂર જવા જાય છે. ભૈરવ એને બાથમાં પકડે છે]

લોપામુદ્રા

કોણ છે ? કોણ છે ?

ભૈરવ

ચૂપ. નહીં તો– [ લોપામુદ્રાનું મોં બંધ કરવા જાય છે ]

લોપામુદ્રા

દેવ ! ઇંદ્ર ! વારે ધા ! વિશ્વરથ ! ઓ—

ભૈરવ

ચૂપ !– [ લોપામુદ્રાના મોં પર હાથ મુકે છે ]

લોપામુદ્રા

ઓ—ઓ—ઓ

[ વિશ્વરથ હાંફલો ફાંફલો આવે છે ને ફલંગ મારી ભૈરવને વળગે છે]

વિશ્વરથ

કોણ ભૈરવ ? ચંડાલ !

[ ભૈરવ લોપામુદ્રાને છાડી દે છે અને ફરીને વિશ્વરથ જોડે બાથડવા જાય છે ]

ભૈરવ

તું ! [ દાંત પીશી ] તું–

[ બંને એક બીજા સાથે બાથડે છે ]

વિશ્વરથ

હું—

ભૈરવ

લે—

લોપામુદ્રા [ હાથ જોડીને ]

મઘવા ! અમારી વારે ધા. રક્ષ ! રક્ષ !

ભૈરવ

ઉ–ઉ–

[ બાથમબાથી કરતાં વિશ્વરથને ફેંકી દે છે ]

વિશ્વરથ

ઓ–ઓ !

[ ભૈરવ વિશ્વરથની છાતી ઉપર ચઢી બેસે છે ]

લોપામુદ્રા

ઓ દેવ !

વિશ્વરથ [ ગુંગળાતાં ]

એની કટાર લઈ લો...

લોપામુદ્રા

હીંમત રાખ.

[ ભૈરવને પાછળથી વળગી ખેંચે છે. ભૈરવ કટાર ખેંચવા જાય છે, લોપામુદ્રા તેને રોકે છે, જોરથી લોપામુદ્રાને તે ધક્કો મારી ફેંકી દે છે ]

લોપામુદ્રા

પાપી ! અસુર !

[ તે નીચી વળી ભૈરવ જે હાથે કટાર ખેંચતો હતો તેને કરડી ખાય છે ]

ભૈરવ

ઓ–[ દાંત પીશીને વિશ્વરથની ગલચી શોધે છે ] ઉગ્રકાલ તારી વાટ જુએ છે. ઈ–ઈ–ઈ–ઉ.

[ ગલચી દાબે છે ]

વિશ્વરથ [ ગુંગળાતાં ]

ઓ–ઓ–

[ ઉગ્રા આવે છે, જુએ છે ને વાઘણની માફક ભૈરવ પર, પોતાની કટાર કાઢી કુદે છે ]

ઉગ્રા

મારો કૌશિક ! ઓ બાપરે ! ભૈરવ ! મુઆ [ ભૈરવને ગળે કટાર ધરીને ] ઉઠ–ઉ–ઠ.

ભૈરવ

તું ક્યાંથી ?—[ કટારની અણી ભોંકાયાથી પીડાય છે ] ઓ ! ઓ !
[ ભૈરવ વિશ્વરથને છોડી ઉભો થાય છે, દાંત પીસે છે. ઉગ્રા સામું તે મુઠ્ઠીઓ ઉગામે છે, અને માથું ધુણાવી, ચીચીઆરી પાડી એકદમ નાસી જાય છે. ]

[ ઉગ્રા બેભાન કૌશિક તરફ ગભરાઈને જુએ છે ]

ઉગ્રા

મારો કૌશિક—

[ તેની પાસે બેભાન બની પડે છે ]

લોપામુદ્રા

—પુત્રક !—

[ બેભાન થએલા પર તે નીચી વળે છે. એના મોઢા પર હાસ્ય છે ]

પડદો પડે છે

# અંક બીજો

[ મહીના એક પછીની સાંજ—

ઉષાની મોટી ઝુંપડી. એક તરફ ગઢનો કોટ આવેલો છે. ઝુંપડીની બહાર હરણના ચામડાની બેઠકપર ઉષા, બેઠી બેઠી, તુષની સ્ત્રી દાગી પાસે ચોટલો ઓળાવે છે. સૂર્યનાં કિરણોમાં એના લાંબા કાળા વાળ ચમકે છે. થોડી થોડી વારે તે આંખો નચાવે છે ને ચાળા કરે છે. દાગી કોઈ કોઈ વાર લાડથી ટપ્પલ મારે છે. સામાં બે ત્રણ મોરનાં પીછાં પડયાં છે. દાગી પચાશેક વર્ષની ઉંચી ને સુક્કી દાસીસ્ત્રી છે. ]

ઉષા

દાગી ! કેટલા વાળ ખેંચે છે ?

દાગી

સીધી બેસની. [ ટપ્પલ મારે છે ]

ઉષા

—ને આટલાં જ મોરનાં પીછાં કેમ આણ્યાં ?

દાગી

આથી વધારે કયાંથી લાવું ?

ઉષા [ મોઢું ચઢાવી ]

આટલાં શું ? શમ્બરની દીકરીને આટલાં હોય ? જા બીજાં લઈ આવ.

દાગી

કેમ આજે કૈં ઘણો મચકો ચઢી આવ્યો છે ?

ઉગ્રા [ દાગીની કોટે વળગી ]

છાની રહે. કોઈને કહેતી નહીં. આજે કૌશિક એવા ખુશ છે !

દાગી

ગાંડી ! આપણે હારીએ છીએ તેમાં એ ખુશ છે.

ઉગ્રા

જા, જા. શમ્બરને કોણ હરાવવાનું છે ?

દાગી [ ખેદથી ]

હવે તો નીચેથી બધું આવતું પણ અટકી ગયું છે. તેમાં તો તારે માટે મોરનાં પીછાં જોઈતાં ન મળી શકયાં.

ઉગ્રા

હું. સારે દહાડે નકામો જીવ ન કચવાવ. શમ્બર કોઈ દહાડો હાર્યો નથી. હું તો આટલી હતી ત્યારની સાંભળું છું–આજે હાર્યો ને કાલે જીત્યો. [ એકદમ ઉભી થઈને ] અલી, આવ્યો !

વિશ્વરથ

[ વિશ્વરથ ઉછળતો આવે છે. તેની આંખો ચમકે છે ને મોઢું હસે છે ]

શામ્બરી ! વાળ ઓળાવી રહી કે ? જો જો ! શું સરસ યુદ્ધ ચાલે છે ! અહીંઆંથી દેખાય છે.

[ કોટ ઉપરથી જુએ છે ]

ઉગ્રા [ હતી ત્યાં જ ઉભી ઉભી ]

મારે યુદ્ધ નથી જોવું. તમે જોઈને થાકયા નથી ? અહીંઆં આવીને તો બેસો.

વિશ્વરથ

હું કેમ બેસું ? જો, જો. પેલા ધુળના ગોટા ઉડે. ત્યાં મારા ગુરુ ને તારા પિતા લઢે છે.

ઉગ્રા [ આળસ મરડીને જાય છે ]

કેમ જાણ્યું ?

વિશ્વરથ [ ઉત્સાહથી ]

ઉભી રહે. હું ભગવતીને બોલાવી આવું. [ જાય છે ]

ઉગ્રા [ નીસાસો નાંખીને ]

એને ગૌરાંગી વિના પળવાર ચાલતું નથી.

દાગી

એ ગૌરાંગીનાં પગલાં જ સારાં નથી.

ઉગ્રા

પણ એ કૌશિકને છોકરો ગણે છે.

દાગી

એ ગૌરાંગીનું તો બા કોણ જાણે? કાલે તુગ્ર જોડે હસી હસીને વાત કરતી હતી, ને એ આવી ત્યારથી ઉગ્રકાલ આપણા પર રોષે ભરાયા છે. કાલે–ખબર છે?

ઉગ્રા

ના—[ ધીમેથી, ગભરાએલે અવાજે ] ના—

દાગી

ઉગ્રકાલને ભોગ ધરાવ્યો ત્યાર પછી વધેરેલો બકરો બેં બેં કરવા બેઠો.

ઉગ્રા [ બીકથી ]

હાય! હાય!

દાગી

એને લીધેજ માઠું થવા બેઠું છે. [ નીસાસો નાંખે છે ]

ઉગ્રા

ઉગ્રકાલ ત્યારે એને બોલાવી કેમ લેતા નથી, કે બધી પંચાત ટળી જાય?



**ઉષા:** કૌશિક! મારી જગ્યાએ તારી કોઇ ગૌરાંગી હોત તો શું કરત? [શાં

દાગી

કોણ જાણે. ભૈરવ હોત તો કહી શકત.

[ વિશ્વરથ લોપામુદ્રા અને ઋક્ષને લઈને હોંસભેર આવે છે. ત્રણે ઉલ્લાસમાં કોટ પાસે ઉભાં રહી નીચે જુએ છે. હર્ષભગ્ન ઉગ્રા હોઠ ભીડી જોઈ રહે છે ]

વિશ્વરથ

આ પેલો પર્વત દેખાય છે ત્યાં – પેલી તરફ —

લોપામુદ્રા

ત્યાં — પેલા તલાવ પાસે ?

ઉગ્રા [ ધીમે ધીમે બધાની પાસે આવે છે ]

શું છે ? જોઉં ?

[ દાગી થોડે દૂર ઉભી રહે છે. ]

વિશ્વરથ [ ઉગ્રાને ખભે હાથ મુકી ]

આ પેલું તલાવ દેખાય છે તેની પાળે જો – આમ – આમ – જરાક પેલી તરફ – ત્યાં ધુળના ગોટામાં. એ મારા ગુરુનો જ રથ છે.

લોપામુદ્રા

દેવ ! [ ઉંચી દ્રષ્ટિ કરી ] આર્યોના અમિત્રોને સંહાર ! અગસ્ત્ય મૈત્રાવરુણને તારૂં બલ દે ! ભરતોનાં બાણોમાં તારા વજ્રનું આરોપણ કર !

ઋક્ષ [ ઉંચો ઉછળીને ]

અરે પણ પેલું શું ? ધ–ધ–ધ–ધ–

વિશ્વરથ, લોપામુદ્રા, ઉગ્રા

શું ? શું ?

ઋક્ષ

પેલું દોડતું, દોડતું વાદળ જેવું આવે —

લોપામુદ્રા [ આંખે હાથ રાખીને ]

કોઈ આવે છે ખરું.

વિશ્વરથ [ લોપામુદ્રાનો હાથ ઝાલી ઉત્સાહથી ]

ભગવતી—

લોપામુદ્રા

કેમ ?

વિશ્વરથ

એ તો મહાઅથર્વણના અશ્વરાજો. એ જ ! બીજું કોનું સૈન્ય આટલું જોરથી ઉડે ?

લોપામુદ્રા [ હસીને ]

એવું જ લાગે છે. મારા મહાઅથર્વણ મારી વહારે ચઢ્યા વિના રહે નહીં. ધન્ય છે ભૃગુવર્ય !

ઉગ્રા

એ કોણ છે ?

વિશ્વરથ

મારી બહેનના વર છે. હઝારો શ્વેત અશ્વોના ધણી છે. હવે જરૂર શમ્બર — [ અચકાય છે. ]

ઉગ્રા [ ગંભીર બની ]

મારા બાપુને શું થશે ?

લોપામુદ્રા

— એ તો આ ગઢ તરફ આવતા લાગે છે.

ઋક્ષ [ કુદકો મારીને ]

છુટ્યા ! છુટ્યા ! [ વિશ્વરથને ભેટે છે. ]

વિશ્વરથ

જુઓ – જુઓ – આ તરફ દસ્યુઓમાં ભંગાણ પડયું.

ઉગ્રા [ વિશ્વરથને ]

પણ મારા બાપુનું શું થશે ? [ કોઈ સાંભળતું નથી ]

લોપામુદ્રા

વિશ્વરથ ! અથર્વણની પરશુમાં વજ્રની ધાર છે. એ જ્યારે રણે ચઢે છે ત્યારે પર્વતો ધ્રુજે છે. [ હેતથી ] કૌશિક ! મારા પિતા હોત તો પણ એનાથી વધારે પ્રેમ ન રાખત.

વિશ્વરથ

તેમાં જ મને છોડવવા રણે ન ચઢ્યા, પણ તમને છોડવવા ચઢ્યા.

ઉગ્રા [ લોપામુદ્રાનો હાથ પકડી ]

ગૌરાંગી ! મારા બાપુનું શું થશે ?

લોપામુદ્રા [ હેતથી ]

જોઈએ. [ ઉગ્રાને વાંસે હાથ મુકી ] બાપુડી !

ઋક્ષ

— મહાઅથર્વણે ખુબ કરી — મારો —

ઉગ્રા

કૌશિક ! મારા બાપુને તમારા અથર્વણ મારી નાંખશે ?

[ બધા મુગા થઈ જાય છે. ઝુંપડીની પાછળથી તુગ્ર અને બે દસ્યુ યોદ્ધાઓ આવે છે. તુગ્ર તેમને કોટ બતાવી રહ્યો છે ]

તુગ્ર

આ જગ્યાએ એક અડધા માણસપુર કોટ વધારજે. [ આંગળીથી બતાવીને ] પણ પેલી તરફ પહેલાં શરુ કરજે.

દસ્યુ

જેવી આજ્ઞા.

લોપામુદ્રા

તુગ્ર ! શું કરે છે ?

તુગ્ર [ ડોકું ધુણાવીને ]

આ કોટ ઉંચો કરાવું છું. તમારા લોકો અહીંઆં પાસે આવી પહોંચ્યા લાગે છે.

ઋક્ષ [ તાળી પાડે છે. ]

ધન્ય છે ! ધન્ય છે ! હું પણ એમજ કહું છું.

વિશ્વરથ

તુગ્ર ! આ કોનું સૈન્ય આવે છે – રજ ઉડાડતું, – તડિત્ સમું ત્વરિતગતિ ?

તુગ્ર [ માથું ધુણાવી ]

તારા અથર્વણનું.

લોપામુદ્રા

એણે પણ ત્યારે ઝંપલાવ્યું ખરું. હું ચોક્કસ ધારતી હતી.

તુગ્ર [ ડોકું ધુણાવી, ખેદથી ]

ગૌરાંગી ! તું આવી ત્યારે દસ્યુરાજને તેં બરોબર કહ્યું હતું. તને પકડી એણે ઘણી મોટી ભુલ કરી છે.

વિશ્વરથ [ હસીને ]

હવે ખાત્રી થઈ ને ?

તુગ્ર

અમને શું ખબર કે ગૌરાંગીને પકડયે તમારા લોકો ગાંડા થઈ જશે ? હમણાં જ મને બધી ખબર મળી. અમારી સાથે જે કદી લઢ્યા નહોતા તે પણ લઢવા ઉતર્યા છે.

લોપામુદ્રા

કોણ કોણ રણે ચઢ્યું છે ?

તુગ્ર

ગામે ગામે દાવાનલ પ્રગટ્યો છે. વૃદ્ધ ને બાલક બધાં બહાર પડયાં છે.

વિશ્વરથ

એમ

તુગ્ર [ ખેદથી ]

હા. અથર્વણના ઘોડેસ્વારો વંટોળીઆની માફક ચારે તરફ ફરી વળ્યા. ' લોપામુદ્રાને શમ્બરે પકડી. ' ' લોપામુદ્રાને શમ્બરે પકડી. ' એ પોતે આવ્યો. દિવોદાસ પણ પક્થો જોડે સમાધાન કરી અમારી તરફ આવ્યો. શૃંજયો પણ આવે છે. પુરુઓએ સૈન્ય મોકલી આપ્યું.

ઋક્ષ

સરસ થયું—હું તો એમ જ કહું છું.

વિશ્વરથ

તમારી સેનાઓનું શું ?

તુગ્ર [ સખ્તાઈથી ]

ચારે તરફ અમારા ગઢો પડવા લાગ્યા છે. દિવોદાસ–ભયંકર, દુષ્ટ દિવોદાસ–પેલી તરફથી આવે છે.

લોપામુદ્રા

તુગ્ર ! જો ! [ બતાવીને ] આ તારા દસ્યુરાજ પાછા પડે ! અથર્વણના ઘોડાઓને કોણ રોકશે ?

ઉગ્રા

બાપુનું શું થશે ?

તુગ્ર

દસ્યુરાજને કૈં થવાનું નથી. આ ગઢમાં બેઠાં બેઠાં બાર વર્ષ આપણે બધાને હંફાવી શકીશું !

લોપામુદ્રા [ વિશ્વરથને ]

આપણા લોકોની મારા પર ઘણી પ્રીતિ છે. એક તારા ગુરુ, મુનિ વસિષ્ઠ ને મારા ભાઈઓ–એમણે મને ત્યાગી દીધી છે.

**વિશ્વરથ**

ભગવતી ! તમે સપ્તસિંધુની આંખોની કીકી છો.

**તુગ્ર**

એટલું તો છે કે ગૌરાંગીએ અહીંઆં પગ મુકયો ત્યારથી અમને અપશુકન થાય છે.

**ઉગ્રા** [ વિશ્વરથને, ચિંતાથી ]

વિશ્વરથ ! પણ તું પછી અહીંઆં રહેશે કે નહીં?

**વિશ્વરથ** [ કંટાળીને ]

શમ્બરી ! મારા શીવાય તને બીજો કૈં વિચાર આવે છે કે નહીં ?

**ઉગ્રા**

તારા શીવાય બીજો શો હોય ?

[ નેપથ્યમાં લોકોના અવાજ આવે છે અને એક બે ચીચીઆરીઓ સંભળાય છે. ]

**તુગ્ર**

આ અવાજ શા થાય છે ? કોઈ આવ્યું ?

**લોપામુદ્રા**

કોણ આવ્યું ? [ એક દસ્યુ આવે છે. ]

**દસ્યુ**

તુગ્ર ! ભૈરવ આવ્યો.

**તુગ્ર** [ ભ્રૂભંગ કરીને ]

ભૈરવ ! કેમ ?

**વિશ્વરથ**

—ભૈરવ !

**ઉગ્રા** [ ગુસ્સામાં પગ ઠોકીને ]

એ મુઓ કયાંથી ?

**તુગ્ર** [ ડોળા કાઢીને ]

ઉગ્રા ! શું બોલે છે ?—[ ભૈરવ લડાયક વેશમાં ને ગુસ્સામાં આવે છે. એના શરીર પર મુસાફરીની ધુળ છે ] ભૈરવ ! આવ ! આવ ! કેમ આમ એકદમ ? શી ખબર છે ?

[ ભૈરવ બધા તરફ દૃષ્ટતાથી જુએ છે. ]

ભૈરવ

માઠી ! ઘણી માઠી ! ઉગ્રકાલ કોપ્યા છે [ દ્વેશથી હોઠ પીસી ] ચારે તરફ ગઢો પડે છે, ને માણસો મરે છે. આપણાં દુષ્ટ દુશ્મનોનાં સૈન્યો તીડોની માફક ઉભરાય છે. ઉગ્રકાલને રીઝવવા માટે મહા ભોગ આપવો પડશે. ચાલ. [ તુગ્રકાલનો હાથ પકડી સાથે લે છે ] ઉગ્રકાલ પ્રસન્ન થાઓ ! પ્રસન્ન થાઓ ! ઈ–ઈ–ઉ.

[ બંને જાય છે. જતાં જતાં ભૈરવ લોપામુદ્રા તરફ ભયંકર દ્રષ્ટિ નાખે છે. ]

લોપામુદ્રા

કૈં માણસ છે ? આવો ક્રૂર ને ભયંકર માણસ મેં કદી જોયો નથી.

વિશ્વરથ

ભગવતી ! આપણે હવે છુટવાનાં. મને ખાત્રી છે.

લોપામુદ્રા

પુત્રક ! દેવી ઉષાએ મને વચન આપ્યું છે.

ઋક્ષ

હું પણ એજ કહું છું. પણ ભુખે પેટે મારાથી વાત નથી થતી. હું ભોજનની તૈયારી કરૂં છું. [ જાય છે ]

ઉષા [ કરગરીને ]

કૌશિક ! તું જતો રહેશે ? શું થશે ? કૈં મને તો સમજાવ !

લોપામુદ્રા

પુત્રી ! બેસ. [ બધાં બેસે છે ] જો તું આમ ગાંડી ન બન. તારા ને અમારા લોકો વચ્ચે આદ્ય વેર છે. પિતા અને પતિ બંને તારી સાથે રહે અને તને સુખી કરે એ આશા રાખવી ખોટી છે.

ઉષા [ રડતે રાગે ]

પણ શા માટે નહીં ? એ બે હોય છે તારે મને એવું સારૂં લાગે છે !

લોપામુદ્રા

બહેન ! વલ્લભ ને વડીલ બેને કોઈ રાખી શક્યું છે ? અને તારી પિડાનો પાર નથી. શમ્બર ને મૈત્રાવરુણ વચ્ચે સમાધાન થાય એમ નથી. અને થાય તો પણ તારે અહીંઆં રહેવું પડશે ને કૌશિક એના ભરતોમાં જશે.

ઉગ્રા [ મહા મહેનતે સમજવાનો પ્રયત્ન કરે છે ]

પણ મને કૌશિક નહીં લઈ જાય ?

લોપામુદ્રા [ ડોકું ધુણાવી ]

લઈ જાય. પણ અહીંઆં તો તું રાજાની લાડકી દીકરી છે. પણ ત્યાં–બહેન ! બહેન !–ભરતોને ત્યાં તારે યોગ્ય સ્થાન નથી.

ઉગ્રા [ ગુંચવાઈને ]

કેમ નહીં ? હું ભરતોની રાણી થઈશ.

વિશ્વરથ [ આક્રંદ કરી ]

ભોળી ! તને ખબર નથી. અમારે ત્યાં–ઓ દેવ !–તને હું શું સ્થાન આપું !

ઉગ્રા [ સરલતાથી ]

મારે તો બીજું કૈં જોઈતું નથી–માત્ર તારી પાસે રહેવું છે.

[ તુગ્ર સખત મુદ્રાથી માત્ર ઉગ્રા તરફ જોતો જોતો. ]

તુગ્ર [ સખ્તાઈથી ]

ઉગ્રા ! ચાલ. બા બોલાવે છે.

ઉગ્રા

કેમ ?

તુગ્ર

કામ છે.

**વિશ્વરથ**

કૈં નવાજુની, તુગ્ર ?

**તુગ્ર** [ સામે જોયા વગર ]

કૈં નથી.

**ઉગ્રા**

કૌશિક ! હું હમણાં આવું છું. જશો નહીં.

[ તુગ્ર જોડે જાય છે ]

**લોપામુદ્રા**

તુગ્ર આટલો ગંભીર કેમ છે ?

**વિશ્વરથ**

કૈં નવુંજુનું છે ખરું ? ભગવતી ! આપણે છુટીશું તો આ બીચારી શામ્બરીનું શું થશે ? એનું હૈયું કુસુમની કળી સમું સુકુમાર છે. એ જરૂર મરી જશે.

**લોપામુદ્રા**

હું એ જ વિચાર કરું છું, કૌશિક.

**વિશ્વરથ** [ કડવાશથી ]

ને આપણે તો વિશુદ્ધ હૃદયી આર્યો ! જ્યાં રંગભેદ ત્યાં આપણા મીજાજનો પાર નહીં. ભગવતી ! અગસ્ત્યનાં ચરણ સેવી વર્ષો ગયાં પણ મને આ વર્ણદ્વેષ ન સમજાયો તે ન જ સમજાયો.

**લોપામુદ્રા**

મને સમજાય છે. પુત્રક ! અનહદ અભિમાનથી આપણી વિશુદ્ધિ રક્ષાઈ છે. અહીંઆં તને શમ્બરે લાડકી પુત્રીનો પતિ બનાવ્યો. તારે ત્યાં ભગવતી ઘોષા એ શામ્બરીને એક તુચ્છ દાસીમાં પણ ગણતાં અચકાશે. તને આ લોકોએ સ્નેહે વધાવ્યો, અને ત્યાં—એને કોઈ સાંખશે પણ નહીં.

વિશ્વરથ

ને આ વરુણનું ઋત ! આ આપણા મહર્ષિઓનું સત્ય ! વરુણને પ્રાર્થી પ્રાર્થી થાક્યો પણ મારા મનને શાતા નથી વળી. જુદે રંગે જુદાં સત્ય ને ઋત કેમ હોય ?

લોપામુદ્રા

પુત્રક ! જ્યાં મહર્ષિઓની દૃષ્ટિ નથી જતી, ત્યાં આ ઉમરે તારી જાય છે. ઋત તો એક જ હોય; – સત્ય હોય તો તે પણ એક – બધાને માટે. [ ખેદથી ] પણ એ કોણ સમજશે ? ને કોણ સમજાવશે ?

વિશ્વરથ

ગુરુદેવ સમજવાના નથી ને કોઈને સમજવા દેવાના નથી.

લોપામુદ્રા

એ આપણું દુર્દૈવ છે. ચાલ જમી લઈએ. પેલો ઋક્ષ ભુખે મરી રહ્યો હશે. [ કોટ બહાર નજર નાંખી ] પેલી તરફ બધું શાંત થયું લાગે છે.

વિશ્વરથ

મને લાગે છે કે પેલી ટેકરી પાછળ કૈં ચાલે છે, પણ દેખાતું નથી.

[ બંને જાય છે. ]

[ થોડીવારે ઉગ્રા ભયવ્યાકુળ અને માથું પીંખતી આવે છે ]

ઉગ્રા

ઓ બાપ રે ! [ આંસુ લુછીને ] શું થશે ? ઉગ્રકાલ ! તને કોઈ નહીં જડયું તે મારા કૌશિકનો ભોગ લેવા તૈયાર થયો ? [ ગાંડી જેવી વાળ તાણે છે ] ઓ ! એને બાળી મુકશે.. ઓ – ઓ – મારી નજર આગળ ! ભૈરવ – ભૈરવ ! તેં આ શું કર્યું ? [ વિચાર કરીને ] શું કરું ? કોને કહું ? મારા કૌશિક ! [ છાતી પર હાથ દાબે છે. દાગી આવે છે ]

**દાગી** [ ધીમે સાદે ]

હમણાં આવે છે.

**ઉગ્રા**

જા. જા. જલદી બોલાવ. ઓ મારા કૌશિક !

[ દાગી જાય છે. વિશ્વરથ જરાક કંટાળેલો આવે છે ]

**વિશ્વરથ**

શામ્બરી ! એટલામાં શું કામ પડ્યું ?

**ઉગ્રા** [ વળગી પડીને, ધીમેથી ]

કૌશિક ! કૌશિક ! મરી ગયાં – મરી ગયાં !

**વિશ્વરથ** [ ઉગ્રાને ખભે હાથ મુકી ]

કેમ શું છે ? શું થયું, ઉગ્રા ?

**ઉગ્રા** [ રડતાં ]

ઉગ્રકાલે ભોગ માગ્યો છે—

**વિશ્વરથ**

ભોગ ? કોનો ?

**ઉગ્રા**

તમારો – ગૌરાંગીનો ને ઋક્ષ –

**વિશ્વરથ** [ ચમકીને ]

ભોગ ? અમારો ?

**ઉગ્રા**

ઉગ્રકાલ હમણાં જ બોલ્યા કે કાલે સવારે તમારો ભોગ ન અપાય —

**વિશ્વરથ**

તો ? —

ઉગ્રા

– આ ગઢ પડશે ને શમ્બર મરશે.

વિશ્વરથ

ઓ બાપ રે! [ કમકમાં આવે છે ] શું અમને કાલે બાળી મુકશે? [ માથા પર હાથ મુકી આંખો ફાડી વિચાર કરે છે ] કાલે સવારે! [ હોઠ પીસી ] પેલા ચંડાલે વેર લીધું. તેં ક્યાંથી જાણ્યું?

ઉગ્રા

મેં? હું ત્યાં જ હતી. મને મારી બાની ઝુંપડીમાં પુરી દીધી. એ તો દાગીએ મને પાછલે બારણે નસાડી મુકી તેમાં આવી. હું શું કરું? [ તેને વળગી પડીને ] કૌશિક! કૌશિક! શું કરું? [ ધ્રુસકાં ખાય છે ]

વિશ્વરથ

શામ્બરી! રડ નહીં. આ રડવાનો વખત નથી. [ ગાંભીર્યથી ] સાંભળ.

ઉગ્રા

શું?

વિશ્વરથ

તુગ્ર અમને બચાવી ન લે?

ઉગ્રા

તુગ્ર! [ માથું ધુણાવી એકદમ ] અરે એક કામ કરું? નાસવાનો રસ્તો શોધી કાઢું?

વિશ્વરથ

ઉગ્રા! ઉગ્રા! રસ્તો શોધે તો તારી કેટલી મહેરબાની!

ઉગ્રા

મહેરબાની?

વિશ્વરથ

જો અમારાં સૈન્ય ચારે તરફ ફરી વળ્યાં છે. એક વખત આ ગઢમાંથી અમે નાસી છુટીશું એટલે બચી જઈશું.

ઉગ્રા

તું – તું – ને ગારાંગી નાસી જાઓ. – ને હું ?

વિશ્વરથ

વળી કોઈ દિવસ મળીશું.

ઉગ્રા

ના. ના. [ એકદમ હાથે વળગી ] કૌશિક ! મને તારી સાથે લઈ જા, મને લઈ જા.

વિશ્વરથ

બાલે ! તને ભાન છે ? મારી જોડે આવવામાં તો પારાવાર દુઃખ રહ્યું છે.

ઉગ્રા

કૌશિક ! તું હોય ત્યાં મને દુઃખ શું ?

વિશ્વરથ [આંખમાં આંસું સાથે જોઈ રહે છે]

તું, ઉગ્રી, દસ્યુકન્યા – ભરતશ્રેષ્ઠને ત્યાં કેમ પોસાશે ?

ઉગ્રા [ કરગરીને ]

મને છોડી તો નહીં દે ?

વિશ્વરથ [ નિશ્ચયથી ]

– તો ઉગ્રા ! અમને બચાવ. તને મારા પિતૃઓનો કોલ દઉં છું. મારા જીવતાં તને નહીં છોડું ને દુઃખીએ નહીં થવા દઉં. દેવ ! મને વચનબદ્ધ રાખજો.

ઉગ્રા

મારો કૌશિક ! [ કૌશિકને વળગી ચુંબન કરે છે ] કાલ સવાર પહેલાં તને છોડાવીશ.

વિશ્વરથ

જરૂર ?

ઉગ્રા

જીવતી રહીશ તો. [ નાકપર આંગળી મુકી ] તમે બધાં અહીંઆં તૈયાર રહેજો.

વિશ્વરથ

તારી દાસીને કહે કે ભગવતી અને ઋક્ષને અહીંઆં જ મોકલી આપે.

[ ઉગ્રા જાય છે ]

વિશ્વરથ

આ શું થવા બેઠું છે ? શું ભરતોનું, આર્યોનું પુણ્ય પરવાર્યું ? ઈંદ્ર ! દેવાધિદેવ ! પ્રગતિના નાથ ! વૃષભોમાં શ્રેષ્ઠ ! તારા શૃંગોથી શત્રુઓને શા સારુ સંહારતો નથી ? [ હાથ જોડીને ] તારા મહા ઘોષથી વીર આર્યોને પ્રોત્સાહન દે ! સર્વદર્શી એક વીર ! દ્રુશીઓના દલસહસ્ર સંહાર ! [ લોપામુદ્રા આવે છે ને ઉભી રહીને જોયા કરે છે ] મહાબાહુ ધનુર્ધર ! રથે ચઢીને વારે ધા અને વૈરીઓનો વિનાશ કર – તારા વજ્રથી – વૃત્રનો વિધ્વંસ કર્યો હતો તેમ !

[ આકાશ સામું જોઈને, દેવનું આવાહન કરતો, મુંગો ઉભો રહે છે. લોપામુદ્રાના મુખપર પ્રશંસા છવાય છે. પાછળ ઋક્ષ આવી લાગે છે ]

લોપામુદ્રા

મારા પુત્રક ! [ વિશ્વરથને ભેટીને ] તું રાજવી નથી, ઋષિ છે.

ઋક્ષ

[ બબડે છે ]

હું એ જ કહું છું.

**વિશ્વરથ** [આકાશ સામું બેભાન જેવો જોઈને ]

મઘવા મારી પ્રાર્થના સાંભળી રહ્યા છે. હું જોઉં છું – એને રણે ચઢતો. શમ્બરનું શીર હું ધુળમાં રગદોળાતું જોઉં છું. [ ભાનમાં આવીને આંખો ચોળે છે ] ભગવતી ! ભગવતી ! આપણે મુઆ !

**લોપામુદ્રા**

કેમ ?

**વિશ્વરથ**

ભૈરવ, કાલે સવારે ઉગ્રકાલને આપણો ભોગ આપવાનો છે.

**લોપામુદ્રા**

ભોગ !

**ઋક્ષ** [ ડોળા ફાડીને ]

મારો પણ !

**વિશ્વરથ**

કાલે સવારે આપણે ત્રણે જણને બાળી મુકી, આપણી ભસ્મથી એ લિંગનું લેપન થવાનું.

**લોપામુદ્રા**

કોણે કહ્યું ?

**વિશ્વરથ**

શામ્બરીએ પોતે સાંભળ્યું. એને એની માની ઝુંપડીમાં પુરી દીધી હતી. પણ એ છાનીમાની નાસી આવી ને કહી ગઈ: મરી ગયાં.

**ઋક્ષ**

પણ શું કહે છે ? આપણે – મને પણ – બધાંને મારી નાંખવાનાં ? [ વિશ્વરથને ] સાચું કહે છે ? કે મશ્કરી ? મારા જેવા ભલા માણસને કોણ મારવા બેઠું છે ?

વિશ્વરથ

ભાઈ! અત્યારે એવી મશ્કરી હોય? [ કડવાશથી ] સવારે આપણાં ત્રણના ભોગથી ઉગ્રકાલ પ્રસન્ન થશે.

ઋક્ષ

હું મરવાનો? આ ઉમરે? ના – ના – મારે નથી મરવું.
[ બેસી જાય છે ]

લોપામુદ્રા [ વિશ્વરથને ખભે હાથ મુકી ]

પુત્રક! ગભરાવાનું કારણ નથી.

ઋક્ષ [ આશાથી ]

કાલે સવારે ગુરુ આવી પહોંચશે?

લોપામુદ્રા

હું તે નહોતી કહેતી. પણ આપણે શા માટે ગભરાવું? આપણી આહુતિ વડે જ દેવો આર્યોને સબળ કરવાના હોય.

ઋક્ષ

ઓ બાપરે —

વિશ્વરથ [ નીચું જોઈ ]

બીચારી ઘોષામા રડી રડીને મરી જશે.

લોપામુદ્રા

પુત્રક! આપણે હોમાઈએ નહીં તો આર્યો વિશ્વવિજેતા કેમ થાય? રુધિરના વહેણોમાંથી જ પ્રતાપની સરિતાઓ બને છે. [ વિશ્વરથને ખભે હાથ મુકીને મમતાથી ] તું અહીંઆં ન હોત તો સારું.

વિશ્વરથ

એક આશા છે. શામ્બરી નાસી જવાનો રસ્તો શોધવા ગઈ છે. એ પણ આપણી સાથે આવવા માગે છે.

ઋક્ષ

નાસી જવાનો ? હા. મને એ જ રસ્તો ઠીક લાગ્યો હતો.

લોપામુદ્રા

શામ્બરી શું રસ્તો શોધી કાઢે ? બહુ સુંવાળી છે.

વિશ્વરથ

પણ મારે માટે એ બધું કરશે.

લોપામુદ્રા

હું જાણું છું. પ્રેમ એને પંથ બતાવે તો—

ઋક્ષ [ ખુશ થઈને ]

જરૂર બતાવશે. હું કે રસ્તો શોધું ? [ ઉભો થાય છે ]

વિશ્વરથ

તું ભાઇ, અહીંઆંજ બેસ. આ તારું કામ નથી.

ઋક્ષ

મને પણ એમ લાગતું જાય છે ખરું. પણ મને મારી નાંખશે તો મારાં માબાપ શું કરશે ? બીચારાં ટળવળીને મરી જશે. લુચ્ચાં, ચંડાળ, નકટાઓને કૈં નહીં સુઝયું તે મને મારવા બેઠા ! [ માથે હાથ દઇને ] હું શું કરું ?

લોપામુદ્રા

ભગવાન્ સવિતા વરુણને પંથે વદાય થાય છે. દેવ ! ફરી તમારાં દર્શન દઈ અમને કૃતાર્થ નહીં કરવાના ? [ અસ્ત પામતા સૂર્ય-બિમ્બપર તેજભર્યાં નયનો ઠારતાં ] સૂર્ય ! અમારા અશ્વોને ગતિ દે; રથથી ધરા ધ્રુજાવ; ને દેવ ! રક્ષ રક્ષ અમારી ઉંચે ઉડતી પતાકાઓ. સૂર્ય ! અમિત્રોની આંખ અંધકારથી આવર. સવિતા ! [ બેભાન જેવી મંત્ર ભણે છે ] અમારા બાહુ સબળ છે—અમે દુર્જેય છીએ.

રાજન્ ! રણે ચઢ ને વિજય દે. [ હસ્તે મોઢે ] વિશ્વરથ ! સૂર્ય આવશે, રથે ચઢીને. જો એ જતાં જતાં હસે છે. પુત્રક ! વિજય આપણો જ છે—જીવનમાં ને મૃત્યુમાં. [ કોઈ બોલતું નથી. દૂર ગગનમાં રક્તરંગી ગોટાઓ ગગને ચઢે છે ]

**ઋક્ષ** [ ગોટાઓ ભણી હાથ કરી ]

અરે બાપરે-આ શું ?

**વિશ્વરથ** [ લોપામુદ્રાને દેખાડી ]

ભગવતી ! જુઓ દેવે આપને જવાબ દીધો. આ પાસેનાં જંગલોમાં દવ લાગ્યો.

**લોપામુદ્રા**

મૈત્રાવરુણ શમ્બરના ગઢની આસપાસ અગ્નિની આણ મુકતા લાગે છે. જો તો ખરો. વરુણદેવે પોતે રક્તરંગી વાઘો ધરવા માંડ્યો છે. વખત છે ને સવારે તારા ગુરુ અહીંઆં આવી પણ લાગે.

**વિશ્વરથ**

એ આશા તો મૃગજલ સમાન છે. તુગ્ર કહેતો હતો કે બાર વર્ષ સુધી આ ગઢ પડે એમ નથી.

**લોપામુદ્રા**

વજ્રનો ધરનાર રણે ચઢે તો શું ન થાય?

[ તુગ્ર આવે છે ]

**તુગ્ર** [ સખ્તાઈથી ]

વિશ્વરથ અહીંઆં છે કે ? [ અચકાઈને ઉભો રહે છે ]

**લોપામુદ્રા**

કેમ શું નવાજુની છે ?

**તુગ્ર**

કે નહી ? તમે ત્રણે અહીંઆં છો ?

લોપામુદ્રા [ હસીને ]

હા. કેમ કૈં કામ છે ?

તુગ્ર [ ક્રૂરતાથી ]

આ જોયું ? [ દવ દેખાડે છે ]

વિશ્વરથ

એ શું છે ?

તુગ્ર [ હોઠ દબાવી ]

એ શું ? તારો ગુરુ અમારાં ગામ બાળે છે. અગસ્ત્ય કાલે અહીંઆં [ નીચે ખાઈમાં બતાવે છે ] આવી લાગવાનો.

વિશ્વરથ

કાલે ? ચાલો ત્યારે તો એમનાં દર્શન કરી કૃતાર્થ બનીશું.

તુગ્ર

કાલે જોવા મળશે–[ કમકમા સાથે જુએ છે ] હારતો. કેમ નહીં ?

લોપામુદ્રા [ મીઠાશથી ]

તુગ્ર ! કૌશિક તને બહુ પ્રિય છે નહીં ?

તુગ્ર [ હેતથી ]

આપણી વચ્ચે આ વેર નહીં હોત તો—

[ મોહભરી આંખે જુએ છે ]

વિશ્વરથ

તુગ્ર ! તેં પિતાતુલ્ય થવામાં શી મણા રાખી છે ? કોઈ દહાડો હું તને ભુલવાનો નથી.

તુગ્ર [ એકદમ નરમ ને હેતાળ બની ]

કૌશિક ! હું પણ તને કોઈ દિવસ વીસરવાનો નથી. ઘણી વાર મન થાય છે કે તારા જેવો એક મને પુત્ર હોત તો ! પણ–પણ–

[ મહેનતથી સ્વસ્થ થતાં ] ભાઈ! ઉગ્રકાલ સૌથી મોટો છે. એની આજ્ઞા કોઈ ઉથાપે એમ નથી.

**વિશ્વરથ** [ હેતથી ]

તુગ્ર! આવ! કોણ જાણે ફરી ક્યારે ને ક્યાં મળશું! [ બંને ભેટે છે ]

**તુગ્ર** [ ખેદથી ]

ગૌરાંગી! તું ક્યાંથી આવી? [ ડોકું ધુણાવે છે ]

**લોપામુદ્રા**

હું! [ ભયંકર આકર્ષકતાથી ] તુગ્ર! જન્મ ધરીને મેં કોઈનો દ્વેશ કર્યો નથી. તું શા માટે એમ કહે છે?

**તુગ્ર** [ નીસાસો નાંખી ]

તારે પગલે અમારું સત્યાનાશ જવા બેઠું છે.

**લોપામુદ્રા**

શમ્બર મને અહીંઆં લઈ આવ્યો. હું શું કરું? મેં તો એને ઘણુંએ કહ્યું હતું કે મને પકડવામાં સાર નથી. તુગ્ર! તું આવો ભાવાર્થી છે. શમ્બર જેવો સ્નેહાલ માણસ મેં જોયો નથી. શા માટે અમને મારી નાખવાનું ઘોર કૃત્ય કરો છો?

**તુગ્ર** [ ચમકીને ]

મારી નાખવાનું! કોણે કહ્યું?

**લોપામુદ્રા**

મેં જાણ્યું. કાલે અમારો ભોગ ધરવાના છો. શા માટે? [ તુગ્રને ખભે એક હાથ મુકીને, તેજો વેરવતી આંખો વડે, તુગ્રને વશ કરતાં ] અમે તમારું શું બગાડ્યું છે? અથર્વણના આશ્રમમાં શમ્બરને મેં મરતો બચાવ્યો હતો. વિશ્વરથે અહીંઆં કેટલાંયને મરતાં બચાવ્યાં

છે. શામ્બરી એના પર પ્રાણ ઓવારે છે. તું એને પુત્ર ગણે છે. શમ્બરે મને દીકરી માની છે. અમને શા માટે મારવા માંગો છો ?
[ એનો અવાજ દયામણો બને છે ]

**તુગ્ર** [ નીચું જોઈને ]

મારે તો મારા અન્નદાતાનું બનતું કરવું.

**લોપામુદ્રા**

અત્યારે શમ્બર હોત તો મને આંગળી અડાડનારનો જીવ લેત.

**તુગ્ર** [ માથે હાથ મુકી ]

હું શુ કરું ?

**વિશ્વરથ**

મને મારશો તો શામ્બરી પ્રાણ છોડશે.

**તુગ્ર**

હું જાણું છું.

**લોપામુદ્રા**

ત્યારે શા માટે ?

**તુગ્ર**

એની આજ્ઞા છે.

**વિશ્વરથ**

કોની ? ભૈરવની ?

**તુગ્ર**

ઉગ્રકાલની—

**લોપામુદ્રા**

એ બેમાં ક્યાં ફેર છે ?

તુગ્ર [ આંખે હાથ દઈને ]

અંહં—

લોપામુદ્રા [ ખેદભર માધુર્યથી ]

અમારાં લોહીની સરિતા વહેશે, પછી એમાં કોણ કોણ બુડી મરશે તે કોણ કહી શકશે? હજુ વિચાર કર. અમારે મર્યે અગસ્ત્ય ને અથર્વણનો કોપ કહ્યો નહીં જાય.

તુગ્ર [ તુટતે અવાજે ]

બધું એણે નક્કી કર્યું છે. મારાથી શું થાય?

વિશ્વરથ

આ પૂરનો રક્ષક તો તું છે. અમને સંતાડી દે—નસાડી મુક. હજી વખત છે.

તુગ્ર

હું ઉગ્રકાલની આજ્ઞા કેમ ઉલ્લંઘું?

લોપામુદ્રા

જેના પર તમે પ્રીતિ કરો તે ઉગ્રકાલને અપ્રિય હોય જ કેમ?

વિશ્વરથ

તુગ્ર! તું બધા રસ્તા જાણે છે. અમને મધરાતે નાસી જવા દે. [ બે હાથે તુગ્રના હાથ પકડી ] ઉગ્રકાલ કદી ગુસ્સે નહીં થાય, અને અમારાં પગલાં પણ જશે.

તુગ્ર [ નિરાધારીથી ]

હું શું કરું? આખું ગામ તમારા પર ક્રોધે બળે છે. કોઈ જાણે તો મારાં અંગે અંગ ચીરી નાંખે.

લોપામુદ્રા

તુગ્ર! [ હેતથી ] ભાઈ! ઘણાં દસ્યુઓએ મને મા ગણી છે. શમ્બરે મને જીવનદાત્રી ગણી પૂજી છે. દેવ, માનવ ને દસ્યુને હું

પ્રિય છું. હું તો નિઃશસ્ત્ર સ્ત્રી છું. મને તું બાંધશે ? મારશે ? જીવતી બાળી મુકશે ? [ હૃદયવેધક મૃદુતાથી ] તું–બહાદુર તુગ્ર–તું મારું માથું કાપશે ? મારા વાળથી મને પકડી ઉગ્રકાલને વધેરશે ?

તુગ્ર [ અકળાઈને ]

ગૌરાંગી ! ના–ના.

લોપામુદ્રા [ ઉતાવળથી ]

તું બહાદુર છે—નીમકહલાલ છે. અમને જવા દેશે તો કોણ જાણશે ? કોને દુઃખ થશે ? હા ! ભૈરવની વાત જુદી છે. એ તો પશુ છે. તે રાતે જે ખવાયું નહીં, તે આજે ઢોળી દેવા માગે છે.

તુગ્ર [ ગુંચવાઈને ]

વાત તો ખરી.

લોપામુદ્રા

તુગ્ર ! તુગ્ર ! તું એવા ઘોર કુકર્મોનો સાથ કરશે ?

[ ઉગ્રા દોડતી આવે છે ]

ઉગ્રા [ હર્ષથી ]

કૌશિક !

લોપામુદ્રા

ઉગ્રા ! ગભરાતી નહીં. તુગ્ર ! અમારી સાથે આને પણ વધેરશે ?

તુગ્ર [ ગુંગળાઈને ]

ના–ના—

લોપામુદ્રા

ત્યારે ના નહીં કહેતો—

તુગ્ર [ શરણ થઈને ]

ગૌરાંગી ! તારામાં જાદુ છે. [ નિશ્ચયથી ] હું તમને બચાવીશ.

ઉગ્રા

મારા તુગ્ર, ખરેખર ? [ તુગ્રની કોટે વળગે છે ] મારા કૌશિકને બચાવ. મેં રસ્તો ખોળી કાઢ્યો છે.

તુગ્ર

મને બધા રસ્તાની ખબર છે. હું બચાવીશ. થયું ? [ ચારે તરફ જોઈને ] તૈયાર છો ?

વિશ્વરથ

હા. ચાલો.

ઉગ્રા

હું પણ એની સાથે જાઉં છું.

તુગ્ર

તું ! ગાંડી થઈ છે ?

ઉગ્રા

હા. જ્યાં કૌશિક ત્યાં હું.

તુગ્ર

જોજે ! પસ્તાય તો મને દોષ દેતી નહીં. વિશ્વરથ ! આ શું માંડ્યું છે ? શમ્બરની કન્યાને તારે ત્યાં લઈ જઈ, દાસી બનાવવી છે ?

વિશ્વરથ

તુગ્ર ! મારું વચન છે. – જા. હું ભરતોનો જનપતિ થઈશ, તો ઉગ્રા મારી મહિષી થશે.

તુગ્ર

મહિષી ? તારા દેવોના શપથ ?

વિશ્વરથ

હા. મારા દેવોના શપથ. મહર્ષિ લોપામુદ્રાની સાક્ષી.

[ લોપામુદ્રા ડોકાવતે હા પાડે છે.

તુગ્ર

એ શું ?
[ કોટની નીચે જુએ છે ]

વિશ્વરથ [ એકાગ્ર દૃષ્ટિએ ]

અથર્વણનું સૈન્ય પાસે આવે છે.

લોપામુદ્રા

ચાલો— [ જવા માંડે છે ]

તુગ્ર

ચાલો— [ જવા માંડે છે ]

ઉગ્રા

ઓ રે ! આ શું ?
[ નીચેથી આગના ભડકા દેખાય છે ]

વિશ્વરથ [ ઉગ્રાને ખભે હાથ મુકી ]

ગભરા નહીં. એ તો નીચેનાં જંગલોમાં આગ વધે છે.

તુગ્ર [ હોઠ પર હોઠ ભીડી ]

મારા લોકો જીવતા બળી મરે છે. [ સંશયથી ઉભો રહે છે ]
હું એમને બચાવું છું, પણ ઉગ્રકાલ—

લોપામુદ્રા

તુગ્ર ! દયાભીના હૃદયને દેવ કદી દમતા નથી. ચાલ.

તુગ્ર

—ચાલો—ધીમેથી— [ અટકે છે ]

દસ્યુઓ [ નેપથ્યમાં ]

હ—ઈ ઉ.
[ દોડતાં આવતાં પગલાં સંભળાય છે ]

ઉગ્રા

ઓ બાપરે! [ આંખે હાથ દે છે ]

ઋક્ષ [ રડતે રાગે ]

મારા દેવના દેવ!

વિશ્વરથ

કોણ છે? [ હીંમતથી આગળ આવે છે. ભૈરવ અને સશસ્ત્ર ચાર દસ્યુ યોદ્ધાઓ આવે છે અને ત્રણે આર્યોને પકડે છે. તુગ્ર દૂર ઉભો રહે છે. ભૈરવ ક્રૂર હાસ્યથી લોપામુદ્રાની સામે જુએ છે. ]

ભૈરવ

હું છું-હું. [ વિજયી સ્વરે ] ઉગ્રકાલે તમને તેડાવ્યાં છે. [ ઉગ્રા ભ્રૂભંગ કરીને એની સામે જોયા કરે છે. ઉગ્રાને ] તું પણ છોકરી અહીંઆં જ છે કે?

ઉગ્રા [ માથું ગર્વથી ઉંચું કરી ]

હું-હું-હું [ દોડી જાય છે ]-ઉ—

ભૈરવ

તુગ્ર! એને પકડ—

તુગ્ર [ ક્રોધથી ]

ના.

પડદો પડે છે

# અંક ચોથો

[ બીજે દહાડે પરોઢીયું. થોડીવારે અંધકાર જાય છે, પ્રકાશ વધે છે અને સૂર્યોદય થાય છે.

પશુપતિ ઉગ્રકાલનું ખુલ્લું સ્થાનક. વચમાં, દૂર, ઉગ્રકાલનું મોટું કાળું લિંગ છે. તેને ખોપરીઓની માલા પહેરાવી છે. લિંગની આસપાસ સ્થાનકની મર્યાદા નક્કી કરવા ઉંચા સાંકડા પથ્થરોની સ્તંભાવલિ કરવામાં આવી છે. ઉપર કોઈ પ્રકારનું છાપરું નથી અને ગગનમાં તારાઓ, ટમકતાં ટમકતાં, વધતા જતા શ્વેત રંગના પડદા પાછળ ઢંકાતા જાય છે. આગળથી આવેલા એક સ્તંભ સાથે લોપામુદ્રાને બાંધવામાં આવી છે. તેની પાસેના સ્તંભ પર વિશ્વરથ, અને તેની પાસેના પર ઋક્ષને બાંધ્યા છે. ઋક્ષ બાંધેલો બાંધેલો ઉંઘે છે. લોપામુદ્રા અને વિશ્વરથ, થાકેલાં, ફીકાં ને ઉંઘેટાં છે. એમના અવાજ બેઠેલા, નિરાશામય છે. કોઈ કોઈ વાર તેમનો રાગ શિથિલ થઈ લંબાય છે. બોલતાં કોઈવાર તે અકારણ અટકી જાય છે. પડદો ઉઘડે છે ત્યારે એવે રાગે વિશ્વરથ બોલતો હોય છે. ]

### વિશ્વરથ

ના ! આપણે નહીં મરવાના—કદી નહીં. વરુણદેવે ઘણીવાર મને આશ્વાસન દીધું છે.......મારી આંખે મને દેખાય છે....આર્યોને હું જોઉં છું....વિશ્વવિજેતાઓ...ગિરિ ને સરિતાઓ ઓલંગી, દસ્યુઓનું દમન કરી, ચારે દિશામાં ઇંદ્રની જયઘોષણા કરતા...મને આર્ય વીરોના સૈન્યો જણાય છે. એક પછી એક આગળ ધસતાં... તેમને કંઠે વિજયમાલ છે. નયનોમાં ઉલ્લાસ છે, હૈયામાં દિવ્ય પ્રેરણા છે. સકલ જગત એમના પગ આગળ પડ્યું છે. [ વ્યોમ પર દૃષ્ટિ માંડી રહે છે ]

લોપામુદ્રા

બીજું શું દેખાય છે?

વિશ્વરથ [ જોરથી ]

મને સત્ય ને ઋત ને તપની ત્રિવેણી વહેતી દેખાય છે. ભગવતી! આપનાં જેવાઓનાં પુણ્યનામી વૃદ્ધો તપથી પ્રજાઓ ઉદ્ધારતાં જણાય છે. [ શિથિલ અવાજે ] આપ જેવાઓએ જે જોયું તેના અમર મંત્રો કાલાન્ત સુધી આપણાં સંતાનોને પંથ બતાવતાં જણાય છે. [ ઝોકાં આવે છે. જાગીને ] હું શું બકું છું? ભગવતી! ક્ષમા કરજો.

લોપામુદ્રા

પુત્રક! તું બકતો નથી. વરુણ તારી વાણીમાં વસ્યા છે.

ઋક્ષ [ ઉંઘમાં ]

ઓ–ઓ–ઓ.....[ બધાં સુંગાં થઈ જાય છે. થોડો સમય જાય છે. વિશ્વરથ ઝોકો ખાઈ, થોડીવાર માથું નાંખી દે છે. લોપામુદ્રા સ્નેહથી તેને જોઈ રહે છે ]

વિશ્વરથ [ ઉંઘમાં ]

અગ્નિ–જમદગ્નિ! તને એ—

લોપામુદ્રા [ ધીમેથી ]

પુત્રક! પુત્રક! [ આંખો વડે લાડ કરે છે ]

વિશ્વરથ [ ચમકીને ]

ઓ–ઓ! ભગવતી! ક્ષમા કરજો. મને ઝોકો આવી ગયો.

લોપામુદ્રા [ ધીમે ધીમે ]

વિશ્વરથ! જો ઘેનભર પૃથ્વી પર નિઃશબ્દ રાત્રી પ્રસરી રહી છે. જો...વનો પણ સુતાં છે, ને ગિરિગહ્વરો નિદ્રા લે છે. પંખીઓ પણ પાંખ ઢાળી ઉંધે ઘેરાયાં છે. ચંદ્ર થાક્યો હાર્યો આથમવા આવ્યો છે, અને સાથે ભગવન્ત સપ્તર્ષિયો પણ હમણાં ઉષાદેવીનાં

દર્શન થશે. અને પછી પ્રિય ! આપણે યમના સદનમાં સાથે જઈશું. જો જો ! વ્યોમનાં સહસ્ર નયનો કેવાં મટમટે છે ? અમિભીનો આવકાર આપી રહ્યાં છે, નહીં ?

વિશ્વરથ [ ખેદથી ]

મારાં પણ ધનભાગ્ય કે તમારી સાથે હું યમરાજનાં ચરણોમાં જઈશ.

લોપામુદ્રા

એ પણ કેવું ? તું પહેલાં–વર્ષોપર–મળ્યો ત્યારે કોણ કહી શકત કે આપણે આમ સાથે, શમ્બરના પૂરમાં, આ અસુરોના દેવનો ભોગ બનીશું ?

વિશ્વરથ

મને હમણાં એજ સ્વપ્નું આવ્યું.

લોપામુદ્રા

હું સાંભળી રહી હતી. [ હસીને ] તને એ યાદ આવે છે ?

વિશ્વરથ [ આતુરતાથી ]

ભગવતી—

લોપામુદ્રા

શું છે ? [ ફીક્કું હસીને ] કહી નાંખ.

વિશ્વરથ

શું કહું ? શા માટે ત્વષ્ટાએ તમને આવાં અદ્‌ભુત બનાવ્યાં ? તમને જોઈને મને નવી આંખો આવી છે. ભગવતી...દ્યૌમાંથી ઉતરી આવતાં દેવી સમાં, તમે દેદીપ્યમાન છો. જ્યારે તમે બોલો છો ત્યારે મને દેવવાણી સંભળાય છે. જ્યારે તમે ડગ ધરો છો ત્યારે તમારાં પાદચિન્હોમાંથી શુદ્ધિની સરિતા વહે છે. [ ઉર્મીભર અવાજે ને નયને ]

લોપામુદ્રા

કૌશિક ! મને ખબર છે કે જ્યાં હું ગઈ છું ત્યાં પુરુષોને નવી આંખો આવી છે. [ હસીને ] મેં જેટલાં હૈયાં સંતાપ્યાં છે એટલાં કોઈએ નહીં સંતાપ્યાં હોય.

વિશ્વરથ

સંતાપ્યાં? જો વરુણ મને જીવવા દેત તો તમારાં એક વેણુ પર હું જીવન વારી નાંખત. [ ખેદથી ] તમે દેવધામની સુવાસ સદાય સાથે લઈ ફરો છો. તમને મારું માનુષી હૃદય કેમ સમજાય ?

લોપામુદ્રા

હું પણ દૈવી નથી—માનુષી છું. બધાથી વધારે માનુષી છું તેમાંજ બધા મને સ્નેહે સીંચે છે.

વિશ્વરથ

હા. તમને જોઈ દરેક પોતાના જીવનની આશા સદેહે વિચરતી જુએ છે. એનું શું કારણ ?

લોપામુદ્રા

દેવ જાણે.

વિશ્વરથ [ ખંચાઈને ]

તમારા જીવનની આશ તમે કોઈ બીજામાં નથી જોઈ?

લોપામુદ્રા

પુત્રક! બધામાં મને આભાસ દેખાયો છે. પણ મારી આશાની ઉષા હજી ઉગી નથી અને...હવે ઉગવાની નહીં.

વિશ્વરથ

તમને તેનો અસંતોષ નથી ?

લોપામુદ્રા

શા માટે? દેવો મારા પર પ્રસન્ન છે. પલે પલે તેમની સાથે તન્મય થવા ઇચ્છું છું. મને અસંતોષ શો ?

વિશ્વરથ

ભગવતી! કોઈ વાર તમે હૈયાસરસાં પાસે હો એમ લાગો છો —કોઈવાર ડુંગરોની જેમ દૂર ને દૂર જઈ બેસો છો. અત્યારે—મરતાં પહેલાં—યાચના કરું ?

લોપામુદ્રા

યાચના ! પુત્રક, એવું કહે છે ? તને રાજી કરવા તું કહે તે કરું.

વિશ્વરથ

તો મારા હૈયામાં એક વાત વસી છે. મરતાં પહેલાં તે ઉચ્ચારું ?

લોપામુદ્રા

ખુશીથી. હું કેટલાય દિવસથી જાણું છું કે એ કહ્યા વગર તું સુખી નથી થવાનો.

વિશ્વરથ [ શરમાઈને ]

જાણો છો ? તો શું કહું ? ભગવતી ! આપ મારાથી મોટાં છો, તપસ્વી છો, દેવોનાં પ્રિય છો...પણ [ નીચું જોઈ રહે છે. ક્ષોભથી ] મારી જીભે બોલાતું નથી. તમારા સુખ માટે મારે જીવવું હતું, તમારી સેવા કરતાં મારે મરવું હતું...મારે [ નીચું જોઈ રહે છે ]—

લોપામુદ્રા [ લાડથી ]

પુત્રક ! શરમા નહીં. કોણ જાણે શું મારામાં છે ? અનેક જણને એવી ઉત્કંઠા થઈ છે. સાથે મરીએ એનાથી બીજો લ્હાવો શો ? ભરતશ્રેષ્ઠ—

વિશ્વરથ [ ક્ષમા યાચતે સ્વરે ]

હું જાણું છું...ભગવતી...ભગવતી...

લોપામુદ્રા

પુત્રક—

વિશ્વરથ

...પણ મારી એક દીન યાચના નહીં સ્વીકારો ?...એકવાર—મરતાં પહેલાં—માતાભાવે અનેક વર્ષોપર દીધું હતું તેમ—એકવાર—ચુંબન નહીં દો ?

લોપામુદ્રા

એકવાર નહીં—અનેકવાર. આજે દેવે મને નજર ઠારે એવો દીકરો દીધો છે. [ બંને જણ નીચાં વળે છે, ડોક લંબાવે છે અને લોપામુદ્રા ચુંબન કરે છે. ધીમેથી પાછાં બંને ટટાર થાય છે ] દેવ ! વરુણ ! જો મારો જીવ આપે મારા પુત્રનો જીવ બચતો હોય તો બચાવ—હું આપવા તૈયાર છું.

[ થોડીવાર બધાં મુંગાં રહે છે. સોનેરી કપાથી પૂર્વ દિશા ઝબકી ઉઠે છે. ]

લોપામુદ્રા

વિશ્વરથ...જો આવી મારી જનેતા.—ઉષાદેવી ! તું આવે છે—જલમાંથી નીસરી આવેલી સુંદરી સમી—દુર્જેય મોહકતામાં શોભતી—અંધકારના અહિઓને દૂર નસાડતી. દિવ્યાંગના ! તું આવ—વ્યોમનાં બાર ખોલ—સર્વને જગાડ—ને પંખીઓને ઉઠાડ—તેજની સમૃદ્ધિને લુંટાવ. તારી દૃષ્ટિ પડ્યે સર્વે પ્રણિપાત કરે છે. તુંજ છે તેજની માતા, વ્યોમપુત્રી !

ઋક્ષ [ બબડે છે ]

સુરા—ફરીથી દે—નકટી ? [ જાગે છે ] દેવ મારા ! આ શું ? [ ચારે તરફ જોઈ ] ઓ બાપરે ! કૌશિક ! આપણે મરવાના ! ખરી વાત કે સ્વપ્નું ? [ અંદરથી પગલાંનો અવાજ આવે છે ] ઓ મારાં મા ને બાપ !

[ ભૈરવ ઉત્સાહથી, અને તુગ્ર સખ્તાઈથી, ચાલતા આવે છે. પાછળ બે દસ્યુઓ આવે છે. એકના હાથમાં મશાલ છે. ચારે જઈ, ઉગ્રકાલને પગે લાગે છે.. ભરવ એક ચીચીઆરી પાડે છે. ]

ભૈરવ

ઉગ્રકાલ પ્રસન્ન ! [ બધાં પાછાં આવે છે. અને બે દસ્યુઓ ત્રણે આર્યોની આસપાસ ઘાસની પુળીઓ બાંધે છે ] હસવું આવે છે ? હજી ?

લોપામુદ્રા [ તિરસ્કારથી ]

હા. મને તારી દયા આવે છે. અમારે મુએ ઉગ્રકાલ તારાપર પ્રસન્ન નહિ થાય.

ભૈરવ [ ભયંકર હાસ્યથી ]

હજી ? આંખમાં આંસુ નથી ? ગૌરાંગી ! હમણાં તારી શ્વેત ચામડીની ભસ્મ દેવને લગાવી હું એમને પ્રસન્ન કરીશ.

લોપામુદ્રા [ હસીને ]

મને જીવતાં સ્પર્શ કરીને પસ્તાયો; હવે મારી ભસ્મને સ્પર્શી જળી મરજે.

ભૈરવ

તુગ્ર ! હમણાં દહાડો ઉગશે. જેવી રવિબિંબની કોર દેખાય એટલે આમને જળાવી દેજે.

ઋક્ષ

ઓ મારા બાપરે ! [ રડે છે ]

તુગ્ર

વારુ !

ભૈરવ

હું ઉગ્રકાલ આરાધું છું—ઈ—ઈ—ઉ. [ પાછો લિંગ પાસે જઈ નાચે છે અને ચીચીઆરીઓ કરીને ધ્રુણે છે. અને સફી બેભાન જેવો ભોંયપર પડી ધ્રુણે છે. દસ્યુઓ ઘાસની પુણીઓ બાંધી રહે છે. નીચે માથે તુગ્ર દૂર ઉભો રહે છે. સૂર્ય ઉગે છે. ]

ભૈરવ [ ભોંય ઉપરથી ઉછળી ને ચીચીઆરી પાડી ]

ઉગ્રકાલ પ્રસન્ન ! ઉગ્યો ભાણુ—ઉગ્યો—ઈ—ઈ—ઉ. ચેતાવ. [ તુગ્ર પથ્થર પર ટેકવેલી મશાલ લઈ ધીમે ધીમે આવે છે. દોડતી, હાંફતી, છુટા વાળમાં યક્ષિણી જેવી લાગતી, ઉગ્રા આવે છે ]

ઉગ્રા

ઈ–ઈ–ઈ [ વિશ્વરથને વળગી પડે છે ને અંદરથી કોઈને બોલાવે છે. તુગ્ર સ્તબ્ધ બને છે ] આવો–આવો–આવો જલદી–

તુગ્ર [ ભયંકર અવાજે ]

કમબખ્ત છોકરી ! આ શું કર્યું ?—

ભૈરવ [ આગળ દોડી આવી ]

શું છે ? તુગ્ર–

અગસ્ત્ય [ નેપથ્યે ]

ઈંદ્ર ! વૃષભોમાં શ્રેષ્ઠ ! શત્રુને સંહાર—

ભૈરવ

—ઓ— [ નાસી જાય છે ]

વિશ્વરથ [ કાંપતે સ્વરે ]

ગુરુદેવ–

ઋક્ષ

ઓ મારા ગુરુદેવ ! દોડો દોડો !

ઋચીક

પ્રતર્દન ! પકડ–પકડ–[ ઋચીક વૃદ્ધ છે, સીતેરેક વર્ષના હોઈ શકે. એમણે કેડે મૃગચર્મ પહેર્યું છે અને હાથમાં પરશુ લીધી છે. છાતીએ ને હાથે એમણે કવચ પહેર્યું છે. એમની શ્વેત દાઢી એમના નિખાલસ મુખને સુંદર બનાવી રહી છે. એમણે જટા બાંધી છે. એમની આંખોમાં ઉગ્રતા છે. એક ફલાંગ મારી તે તુગ્રને કાપી નાખે છે. પાછળ ભરતોનો સેનાપતિ પ્રતર્દન આવે છે અને વિશ્વરથ, લોપામુદ્રા અને ઋક્ષના બંધ કાપી નાખે છે. દસ્યુઓ નાસી જાય છે ] દુષ્ટ !—

[ પાછળ અગસ્ત્ય મૈત્રાવરુણ આવે છે. મિત્રાવરુણના પુત્ર અને ઋષિઓમાં શ્રેષ્ઠ એવા આ વિશ્વરથના પુરોહિત ઉંચા, શ્વેત ને સુંદરાંગી છે. એમની દાઢી કાળી અને નાની છે. એમના તેજસ્વી કપાળ પર વાળ જમણી તરફ ઓળ્યા છે. એમની લાંબી સુરેખ આંખોમાં ભભક ભરી છે. એમણે કવચ પહેર્યું છે. ધનુષ્યની પણછ ખેંચતાં હાથ ન ઘવાય માટે હાથપર ચામડાનો

પટો બાંધ્યો છે. એમના ખભાપર ધનુષ્ય છે અને ખાંધે બાણનું ભાથું છે. એમને માથે સીપ્રી-ટોપ છે. ]

અગસ્ત્ય [ હેતથી વિશ્વરથને ભેટી ]

મારા પુત્રક !—[પ્રતર્દનને] જા. બધાનો વિનાશ કર, ને આપણું સૈન્ય અંદર દાખલ કર. [પ્રતર્દન જાય છે ]

લોપામુદ્રા

મહાઅથર્વણ ! મારા પ્રણામ–[ ઋચીક લોપામુદ્રાને ભેટ છે. ]

ઋક્ષ

ગુરુદેવ ! આ ઋક્ષ રહી ગયો. એ પ્રણામ કરે છે. તમારા પગની ધુળ માથા પર મુકે છે. ધન્ય છે, ધન્ય છે, ગુરુવર્યને ! [ અગસ્ત્યને પગે પડે છે. તે એને ઉઠાડી ભેટે છે ]

વિશ્વરથ

મહાઅથર્વણ ! મારાં વંદન. [ વિશ્વરથ પગે પડે છે. ઋચીક એને ભેટે છે ]

લોપામુદ્રા

[ અગસ્ત્યને ] મહર્ષિ ! મારા પ્રણામ સ્વીકારશો કે ? [ તે મોહક રીતે જુએ છે ]

અગસ્ત્ય [ ખંચાઈને ]

ભારદ્વાજી ! મારા આશીર્વાદ. [ ગંભીરતાથી હાથ લંબાવી ] મેં ઘણે વર્ષે તમને જોયાં.

લોપામુદ્રા [ હસીને ]

મૈત્રાવરુણના મહિમાથી હું અણજાણ નથી. [ પાછળ ત્રસ્ત સ્ત્રીઓની ચીસો સંભળાય છે. દાગી દોડતી આવી વિશ્વરથના પગ પકડી ફસડાઈ પડે છે. પાછળ પ્રતર્દન ખડગ લઈ આવે છે ]

દાગી

કૌશિક ! બચાવ !

વિશ્વરથ [ભ્રૂભંગ કરીને]

પ્રતર્દન! શું માંડ્યું છે?

પ્રતર્દન [મૂંઝવાઈ]

ગુરુદેવની આજ્ઞા—[અગસ્ત્ય દાગીના વાળ પકડી ઉઠાડે છે, ને તેને પ્રતર્દનને આપે છે. વિશ્વરથ ગુસ્સામાં જોઈ રહે છે]

અગસ્ત્ય

પુત્રક! તું સમજે નહીં. દસ્યુમાત્રનો સંહાર કરવાનો છે. દેવોની આજ્ઞા છે.

દાગી

ઓ—ઓ—[પ્રતર્દન દાગીને પકડીને ખેંચે છે]

વિશ્વરથ [ગુસ્સામાં

ગુરુદેવ! દસ્યુઓના દેવ એવી આજ્ઞા કરે;—આપણા કેમ કરે?

અગસ્ત્ય

અત્યારે તારું માથું ઠેકાણે નથી. પછી વાત. ચાલ—પ્રતર્દન! [બંને દાગાને લઈને જાય છે. સુંગી ને દૂર ઉભેલી શામ્બરી બેભાન થઈ પડે છે]

વિશ્વરથ [ગુંગળાઈને]

દસ્યુ માત્રનો સંહાર! [લોપામુદ્રાને] ભગવતી! શામ્બરી ક્યાં?

લોપામુદ્રા

આ રહી. [ભોંયપર બેસી જઈ ઉગ્રાને ભાનમાં લાવવા મથે છે. વિશ્વરથ જોઈ રહે છે] બેભાન થઈ છે. [ઋચીકને] મહાઅથર્વણ! તમે પણ રણે ચઢ્યા ખરા?

ઋચીક

શમ્બરે તારું હરણ કર્યું એ સાંભળ્યું એટલે મારું લોહી ઉકળી આવ્યું. ગ્રામે ગ્રામે મારા પાંખાળા ઘોડેસ્વારો ફરી વળ્યા ને બધા આવ્યા. દિવોદાસ—

લોપામુદ્રા

આવેજ ને. હું તો એમની આંખ આગળ ઉછરી છું. મારાપર કોની મમતા નથી ?

દસ્યુઓ

[ નેપથ્યે મરતાં દસ્યુઓની ચીસો સંભળાય છે ]

ઓ–ઓ–ઓ !

વિશ્વરથ [ ઉગ્રતાથી]

મહાઅથર્વણ ! આ શું માંડયું છે ? [ હોઠ પીસી ] બંધ કરો.

ઋચીક

મૂર્ખો નહીં થા ! લોપામુદ્રાને ઉપાડી જનારાઓનું આવી જ બને ને ?

વિશ્વરથ

પણ આ તો સ્ત્રીઓ છે.

ઋચીક [ હસીને]

જ્યારે ઈંદ્ર કોપે ત્યારે કોણ સહાય કરે ?

વિશ્વરથ [ એકદમ નીચું જોઈને ]

ભગવતી શામ્બરી આંખ ઉઘાડે છે કે શું ?

લોપામુદ્રા [ છેડાવડે પંખો નાખતાં ]

હમણાં ભાનમાં આવશે.

ઋચીક

આ છોકરી વખતસર આવી પહોંચી. એ રસ્તો ન બતાવત તો આ ગઢ જીતવો સ્હેલ નહોતો.

લોપામુદ્રા

ને અમે બળીને ભસ્મ થઈ જાત.

વિશ્વરથ [ ચકિત થઈ ]

શામ્બરી તમને લઈ આવી ?—

ઋચીક [ હસીને ]

દસ્યુકન્યા તે દસ્યુકન્યા. પિતાનો પૂર પોતાને હાથે આપણુને આપ્યો.

લોપામુદ્રા [ ઠપકો દેતાં ]

મહાઅથર્વણુ ! એ તો કૌશિકની પત્ની છે. પ્રેમ માટે એણે સ્વજનોનો પણ વિનાશ સાધ્યો.

ઋચીક

કૌશિકની પત્ની ! આ દાસી—

વિશ્વરથ

એ તો રાજકુમારી છે.

ઋચીક

હા. હા. હતી–હવે નહીં.

ઉગ્રા [ ભાનમાં આવતાં ]

ઓ–ઓ–કૌશિક–[ લોપામુદ્રાને કોટે વળગી ] ગૌરાંગી ! મારો કૌશિક ક્યાં ? [ વિશ્વરથને જોઈ ] બચી ગયો ? ઉગ્રકાલે કૃપા કરી.

દસ્યુઓ [ નેપથ્યે મરતાંની ચીસો ]

ઓ—ઓ—

ઉગ્રા [ ગભરાટમાં બેઠી થાય છે ]

આ તો–ઓ–[ ચીસ પાડી ] મારી મા. [ ઉઠવા જાય છે ].

વિશ્વરથ

તું બેસી રહે. હું જાઉં છું.

[ જવા માંડે છે ]

ઋચીક [ વિશ્વરથને રોકીને ]

ખબરદાર ! તારે વચમાં બોલવાનું નથી.

દસ્યુઓ [ નેપથ્યે, ચીસો ]

ઓ—ઓ !

ઉગ્રા [ ચીસ પાડીને ]

ઓ કૌશિક ! બચાવો–બચાવો ! [ રડે છે ]

આર્યો [ નેપથ્યમાં સૈનિકોનો ઘોષ ]

ભરતશ્રેષ્ઠ કૌશિકની જય !

વિશ્વરથ

મારા ભરતોને હાથે આ ઘોર કામ કરાવો છો ?

ઋચીક [ સખ્તાઈથી ]

તું ઉભો રહે અહીંઆં. હું કહું ત્યારે જજે.

લોપામુદ્રા [ ઉગ્રાને પંપાળીને ]

મહાઅથર્વણ ! આ છોકરીને અહીંઆંથી બીજે લઈ જવી જોઈએ—

ઋચીક

હમણાંજ મોકલીએ. [ દોડતાં આવતાં પગલાં સંભળાય છે અને હાથમાં ખડ્ગ લઈ દોડતો પ્રતર્દન આવે છે ]

પ્રતર્દન

રાજા દિવોદાસે શમ્બરને પકડયો ! હમણાં અહીંઆં લાવે છે.

ઉગ્રા [ આક્રંદ કરીને રડે છે ]

શમ્બર ? મારા બાપુ પકડાયા ? ઓ મારા બાપુ–[ હાથ જોડીને ] કૌશિક ! જાઓ, જાઓ, એમને બચાવો.

વિશ્વરથ [ ઉગ્રાને ]

હું જાઉં છું. [ જાય છે ]

ઋચીક

પ્રતર્દન ! તું જા—કૌશિક જોડે. એના જીવનું ઠેકાણું નથી.

પ્રતર્દન

જેવી આજ્ઞા. [ જાય છે ]

ઉગ્રા [ રડતી ]

ગૌરાંગી ! મારા બાપને પકડીને બધા શું કરશે ?

લોપામુદ્રા

બેટા ! બીજું શું ? પકડીને છોડી દેશે—

ઉગ્રા [ ચિંતાથી ]

ને કૌશિકને તો કૈં નહીં થાય ?

ઋચીક [ માથું ધુણાવી ]

જરાક ગાંડી છે ?

લોપામુદ્રા

મહાઅથર્વણ ! દુઃખીઆંની હાંસી ન કરો, દયા ખાઓ. આવી સરલહૃદયી છોકરી મેં આખા સપ્તસિંધુમાં જોઈ નથી. [ ઉગ્રાને ] કૈં નહીં થાય ? [ તેને ખોળામાં સુવાડે છે. ઋચીકને ] મહાઅથર્વણ ! વરુણરાજ કેવા હસે છે ! [ થોડીવાર સૂર્ય તરફ જોતાં ] એમનું મહાલોચન ઉઘડ્યું છે. ભાર્ગવ ! જુઓ એ અંતરો પરખે છે ને સંચરતી ઊર્મિઓ પણ—આપણાં ને આ બધાનાં. દ્યાવાપૃથિવીનો નાથ ! શી ભુરી ભવ્યતામાં દીપે છે ? ને આપણે આ શું કરીએ છીએ ?

ઋક્ષ

ભગવતી ! જ્યારે તમે વરુણ જોડે વાત કરો છો ત્યારે મને બહુ ગમો છો.

લોપામુદ્રા [ સખ્તાઈથી ]

ઋક્ષ ! તને બોલ્યા વિના નહીં ચાલ્યું, કેમ ? [ નેપથ્યે ઘુમરાણ થાય છે ] અરે આ શું ?

શમ્બર [ નેપથ્યે. ઘોઘરે અવાજે ]

ઉગ્રકાલની જય !

ઉગ્રા

ઓ—મારા બાપુ—

[ ફાટે ડોળે ઉભી થવા જાય છે ]

અગસ્ત્ય [ નેપથ્યે ]

મારો ! સંહારો દસ્યુઓને—

[ મારામારી સંભળાય છે. એક કારમી ચીસ લાંબે સુધી સંભળાય છે અને કોઈ ઝબે થયાનો અવાજ આવે છે ]

ઉગ્રા

એ—[ બેભાન થાય છે ]

લોપામુદ્રા

મહાઅથર્વણ! મૈત્રાવરુણ આવા યુયુત્સુ છે તે મેં નહોતું જાણ્યું. [ ઉગ્રાને પંપાળતાં ] અરે! આ છોકરી બેભાન થઇ ગઈ...બીચારી–

[ ઉગ્રાને પવન નાંખે છે ]

ઋચીક

લોપામુદ્રા! મેં ઘણાએ ઋષિઓ જોયા. પણ અગસ્ત્ય જેવા વીર્યવાન, તેજસ્વી અને દેવને પ્રિય બીજા જોયા નથી.

લોપામુદ્રા

પણ દસ્યુઓનો ઉચ્છેદ એમને ઘણો પ્રિય છે.

ઋચીક

આવા દુષ્ટ દેવનાં પૂજકોને બીજું શું કરવું? હમણાં જ તારો ભોગ લઈ લેત.

લોપામુદ્રા

વિશ્વરથનું વેણ સત્ય નથી લાગતું? એમના ને આપણા દેવ બંને સંહારની આજ્ઞા કરે, તો એમાં ભેદ શો?

દિવોદાસ [ નેપથ્યે ]

મૈત્રાવરુણને બોલાવ. લાવો એને—

[ દિવોદાસ અતિથિગ્વ આવે છે. તે ઉંચા અને વિશાળવક્ષ છે. એમના વૃદ્ધ સ્નાયુમાં અમેય બળ હજુ દેખાય છે. એમણે કવચ ને ટોપ પહેર્યાં છે. એમના હાથમાં ભાલો છે. ચાર માણસ ઘવાએલા શમ્બરને દોરડે બાંધી ઘસડતા લઈ જાય છે. તે કાળો ને પ્રચંડ યોદ્ધો છે. એણે પણ હાથે પગે ને છાતીએ ધુળેટું કવચ પહેર્યું છે. એના વાળ વીખરાએલા છે ને માથામાંથી લોહી વહે છે. એની આંખો લાલ થઈ ગએલી છે. તે

લથડીયાં ખાતો આવે છે. એની છાતીમાં એક તીર લાગેલું છે. એની શુદ્ધિ પળે પળે ઓછી થતી દેખાય છે.

સૈનિકો એને ઉભો રાખવા માગે છે પણ શમ્બર ઉભો રહી શકતો નથી અને ઢગલો થઈને પડી જાય છે. ]

**દિવોદાસ**

મહાઅથર્વણ ! આખરે આ દુષ્ટ પકડાયો – બરોબર. [ લોપામુદ્રાને જોઈ હરખાઈને પાસે આવે છે ] લોપામુદ્રા ! કેમ છે ? [ લોપામુદ્રા ઉઠી ભેટે છે ]

**લોપામુદ્રા** [ હસીને ]

તમે બધા આવી પહોંચ્યા તો જીવતી જુઓ છો.

**દિવોદાસ** [ વિજયથી ]

મારી ભારદ્વાજીને સ્પર્શે તેના આ હાલ ! દુષ્ટ આખરે પકડાયો.

**ઋચીક**

અતિથિગ્વ ! શતમન્યુને આખરે તમે સંતોષ્યા ખરા.

[ ઉગ્રા ભાનમાં આવી પડેલા શમ્બરને જુએ છે. તે ગાંડા જેવી ઉઠે છે ને તેની પાસે જાય છે. ]

**ઉગ્રા**

કોણ બાપુ ? ઓ – મારા બાપુ !

**લોપામુદ્રા**

[ તેની પાસે જઈ, શમ્બર પાસે બેસે છે ]

ગભરા નહીં. હું સારા કરૂં છું.

**ઉગ્રા** [ કરગરીને ]

ગૌરાંગી ! મારા બાપુને સારા કરો. કરોની – તમારા દેવો એમને સારા કરશે.

લોપામુદ્રા

કરૂં છું. ગભરા નહીં, બેટા.

[ તે શમ્બરના વાળ ઉંચા કરે છે ને લોહી લુછે છે, અને મંત્ર ભણવા જાય છે. અગસ્ત્ય ઉત્સાહથી આવે છે, અને લોપામુદ્રાને શમ્બર પર મંત્ર ભણતી જોઈ ગુસ્સામાં ઉભા રહે છે ]

અગસ્ત્ય [ સખ્તાઈથી ]

ભારદ્વાજી ! શું કરો છો ?

લોપામુદ્રા [ ગંભીર ]

અશ્વિનોનું આવાહન કરૂં છું, – મરતાને બચાવું છું.

અગસ્ત્ય

ઋષિઓની મંત્રવિદ્યા અસુરો માટે નથી.

દિવોદાસ [ ધીમેથી ]

લોપામુદ્રા ! એ બચાવવા યોગ્ય નથી.

લોપામુદ્રા [ ગૌરવથી ઉંચું જોઈ ]

એ દાનવ છે ખરો, પણ દાનો ને દયાવાન. એણે અમને જીવાડયા અને એની છોકરીએ અમને છોડાવ્યા.

અગસ્ત્ય [ તિરસ્કારથી ]

કેટલાય આર્યોના રુધિરથી એના હાથ રાતા છે – કેટલીએ આપણી ધેનુઓના માંસથી એનો આ દેહ બન્યો છે.

ઉગ્રા

[ લોપામુદ્રાનો હાથ પકડી કરગરે છે ]

ગૌરાંગી ! આ બીહામણા દુષ્ટ પાસેથી બાપુને લઈ જા.

અગસ્ત્ય

અંધારદેશની યાત્રાએ એને જવાનું છે.

લથડીયાં ખાતો આવે છે. એની છાતીમાં એક તીર લાગેલું છે. એની શુદ્ધિ પળે પળે ઓછી થતી દેખાય છે.

સૈનિકો એને ઉભો રાખવા માગે છે પણ શમ્બર ઉભો રહી શકતો નથી અને ઢગલો થઈને પડી જાય છે. ]

દિવોદાસ

મહાઅથર્વણ ! આખરે આ દુષ્ટ પકડાયો – બરોબર. [ લોપામુદ્રાને જોઈ હરખાઈને પાસે આવે છે ] લોપામુદ્રા ! કેમ છે ? [ લોપામુદ્રા ઉઠી ભેટે છે ]

લોપામુદ્રા [ હસીને ]

તમે બધા આવી પહોંચ્યા તો જીવતી જુઓ છો.

દિવોદાસ [ વિજયથી ]

મારી ભારદ્વાજીને સ્પર્શે તેના આ હાલ ! દુષ્ટ આખરે પકડાયો.

ઋચીક

અતિથિગ્વ ! શતમન્યુને આખરે તમે સંતોષ્યા ખરા.

[ ઉગ્રા ભાનમાં આવી પડેલા શમ્બરને જુએ છે. તે ગાંડા જેવી ઉઠે છે ને તેની પાસે જાય છે. ]

ઉગ્રા

કોણ બાપુ ? ઓ – મારા બાપુ !

લોપામુદ્રા

[ તેની પાસે જઈ, શમ્બર પાસે બેસે છે ]

ગભરા નહીં. હું સારા કરૂં છું.

ઉગ્રા [ કરગરીને ]

ગૌરાંગી ! મારા બાપુને સારા કરો. કરોની – તમારા દેવો એમને સારા કરશે.

લોપામુદ્રા

કરૂં છું. ગભરા નહીં, બેટા.

[ તે શમ્બરના વાળ ઉંચા કરે છે ને લોહી લુછે છે, અને મંત્રભણવા જાય છે. અગસ્ત્ય ઉત્સાહથી આવે છે, અને લોપામુદ્રાને શમ્બર પર મંત્ર ભણતી જોઈ ગુસ્સામાં ઉભા રહે છે ]

અગસ્ત્ય [ સખ્તાઈથી ]

ભારદ્વાજી ! શું કરો છો ?

લોપામુદ્રા [ ગંભીર ]

અશ્વિનોનું આવાહન કરૂં છું, – મરતાને બચાવું છું.

અગસ્ત્ય

ઋષિઓની મંત્રવિદ્યા અસુરો માટે નથી.

દિવોદાસ [ ધીમેથી ]

લોપામુદ્રા ! એ બચાવવા યોગ્ય નથી.

લોપામુદ્રા [ ગૌરવથી ઉંચું જોઈ ]

એ દાનવ છે ખરો, પણ દાનો ને દયાવાન. એણે અમને જીવાડ્યા અને એની છોકરીએ અમને છોડાવ્યા.

અગસ્ત્ય [ તિરસ્કારથી ]

કેટલાય આર્યોના રુધિરથી એના હાથ રાતા છે – કેટલીએ આપણી ધેનુઓના માંસથી એનો આ દેહ બન્યો છે.

ઉગ્રા

[ લોપામુદ્રાનો હાથ પકડી કરગરે છે ]

ગૌરાંગી ! આ બીહામણા દુષ્ટ પાસેથી બાપુને લઈ જા.

અગસ્ત્ય

અંધારદેશની યાત્રાએ એને જવાનું છે.

લોપામુદ્રા [ સમજાવતાં ]

મૈત્રાવરુણ! આપણે દયાહીણ થઈએ તો દેવ દાનવનો ભેદ ક્યાં રહે?

દિવોદાસ

લોપામુદ્રા! એને મરવા દે.

અગસ્ત્ય

ભારદ્વાજ! [ ભભુકતી આંખે ] અગ્નિદેવની આણ—

ઋચીક

[ ડરાવતી આંખે અગસ્ત્યનો હાથ પકડી ]

મૈત્રાવરુણ! ના.

[ પલવાર ઋચીક ને અગસ્ત્ય એકમેકની સામું જુએ છે. અગસ્ત્ય સંયમ મેળવી, આણ મુકવાનું છોડી દે છે ]

શમ્બર [ ભાનમાં આવીને ]

ઓ – ઓ –

દિવોદાસ [ પાસે જઈ ]

જીવે છે – જીવે છે.

[ બધાં જોઈ રહે છે. શમ્બર માથું ઉંચું કરી બેઠો થાય છે અને દ્વેશથી દિવોદાસ સામું જુએ છે. ]

શમ્બર [ અચકાતે, ગુંગળાતે અવાજે ]

કોણ . . . દિવોદાસ? આખરે તું ફાવ્યો? દુષ્ટ! શા માટે મારી પાછળ પડ્યો હતો? . . મારી પાછળ? [ ઉગ્રકાલનું લિંગ જુએ છે ] ઓ પશુપતિ! ક્યાં છું? [ લિંગપર નજર ઠારીને ] ઉગ્ર-કાલ! ભૈરવનાથ! [ નીચું માથું કરી ] મારો ગઢ પડ્યો . . . ને મારી પ્રજા . . . [ દાંત કચકચાવી જુએ છે. દિવોદાસને ] પાપી! મારો પશુપતિ તારૂં નિકંદન કાઢશે. [ માથું નાંખી દે છે. ]

ઉશ્રા [ વળગીને ]

બાપુ ! બાપુ !

લોપામુદ્રા [ પંપાળીને ]

ભાઈ શમ્બર ! શાંત થા.

શમ્બર

[ ઉશ્રાને ફાટે ડોળે જુએ છે. અત્યંત ક્રોધથી ]

કોણ ઉશ્રી ! દુષ્ટા ! તારા વ્હાલમ માટે મારા વેરીને લઈ આવી ? માબાપ મરાવ્યાં ? લોકો ઝબ્બે કરાવ્યાં ? અઘોરકર્મા—

અગસ્ત્ય [ તિરસ્કારથી ]

મરણખંડના ઉમરા પર ઉભાં ઉભાં પણ તને સંસ્કાર ન સાંપડયા ?

શમ્બર [ દાંત પીશી ]

દુષ્ટા ! જા – મોજ કર. માબાપનાં – ભાઈઓનાં–સ્વજનોનાં શબોપર ઉભી ઉભી હવે નાચ કરજે.

ઉશ્રા [ બીકથી, કરગરી ]

બાપુ – નહીં, નહીં [ ધ્રુસકાં ખાય છે ]–

લોપામુદ્રા [ હેતથી ]

શમ્બર ! આ શું કરે છે ?

શમ્બર

[ જોરથી ટટાર થઈ, ભયંકર અવાજે ]

– ને તારે રોમે રોમે મારો પશુપતિ સર્પદંશના ડામ દેશે. કુલ-કલંકિની ! જા બેસ જઈને તારા નાવલીઆની ગોદમાં ! તારું નામ સંભળાશે ત્યાં વિષની જ્વાલા ઉઠશે. [ ઉઠવા જાય છે ].

ઉશ્રા [ આંખ આડા હાથ રાખીને ]

ઓ – બાપુ – નહીં– નહીં –

લોપામુદ્રા

[ તેના હાથ પકડીને કપાળે પોતાનો હાથ મુકે છે ]

ભાઈ! શાંત થા. શું કરે છે ? [શમ્બરને પાણી પાય છે ]

શમ્બર [ લોપામુદ્રાને જોઈને ]

કોણ ? કોણ લોપામુદ્રા ? [ એની આંખમાં અગ્નિ આવે છે ]

લોપામુદ્રા [ મમતાથી ]

શમ્બર ! તું તો વીરમર્દ છે. તેં જીતી જાણ્યું છે ને હારીએ જાણ્યું છે. આ શું કરે છે ?

અગસ્ત્ય [ અધીરાઈથી ]

હવે ઘણું થયું. ચાલો.

લોપામુદ્રા [ અગસ્ત્યને, સખ્તાઈથી ]

ઉભા રહો ! [ શમ્બરને હેતથી ] દસ્યુનાથ ! અકળા નહીં.

[ શમ્બરને વાંસે હાથ ફેરવે છે ]

ઉગ્રા [ કરગરીને ]

બાપુ ! [ ડુસકાં ખાય છે ]...બાપુ...

લોપામુદ્રા [ પંપાળતાં ]

શમ્બર !

અગસ્ત્ય [ ભ્રૂભંગ કરીને ]

આપણે હવે જવું જોઈએ.

દિવોદાસ [ ટાઢાશથી ]

લોપામુદ્રા ના કહે છે.

શમ્બર [ઊર્મિભર આંખે લોપામુદ્રાને જોતાં]

લોપા...મુદ્રા ! [ ગુંગળાય છે ] ઓ !...મને ઉગ્રકાલ બોલાવે છે. ...ઉગ્રકાલ–પશુપતિ ! આ બધાને સંહારજે–

અગસ્ત્ય

આ તારા દેવ... [ ઉગ્રકાલના લિંગ તરફ હાથ કરીને હસે છે ]

શમ્બર

[ જોર કરીને ભાન આણે છે અને અગસ્ત્ય સામું જુએ છે ]

આ દેવ ? અગસ્ત્ય ! આ તો મારા પશુપતિની ભૂમિ છે–તારી ને તારા દેવની નથી. તું ને તારા દેવ ભુંસાઈ જશો. પણ યાદ રાખજે – જ્યાં સૂર્ય તપે છે ત્યાં પશુપતિ રાજ કરશે. [ લોપામુદ્રા તરફ જુએ છે. એની આંખમાંથી ઝનુન જાય છે અને કુમાશ આવે છે. ] લોપામુ..દ્રા ! આખો અવતાર...મને આ બધા દુષ્ટોએ હેરાન કર્યો...એક તું—

ઉગ્રા [ રડતાં ]

બાપુ—

શમ્બર

લોપા–પા–[ અવાજ રૂંધાય છે. તે ભોંયપર માથું નાખી દે છે] ઓ– [ ગળામાં અવાજ થાય છે. તેનું શરીર ખેંચાય છે અને તે પ્રાણ છોડે છે. લોપામુદ્રા તેની આંખ બંધ કરે છે. ]

ઉગ્રા

ઓ–મારા–બાપુ ! [ શમ્બરના શબ પર પડે છે ]

લોપામુદ્રા [ ઉભી થઈ જઈને]

શરીરે દસ્યુ હતો પણ એનું હૃદય કાંચનવર્ણું હતું.

અગસ્ત્ય [ દિવોદાસને ]

રાજન્ ! આજે આપણી તપશ્ચર્યા ફળી.

દિવોદાસ [ જોઈ રહીને ]

બહુ જબરો હતો. ઈંદ્ર ! તારી કૃપાને પાત્ર હું થયો. [ દિવોદાસ તૃત્સુ શ્રેષ્ઠની જયઘોષણા સંભળાય છે ] સેના આવી કે શું ?

ઋચીક

મારાં માણસ પણ આવ્યાં હશે.

દિવોદાસ

ગુરુવર્ય ! તૃત્સુ સૈન્ય આવી પહોંચ્યું. હું જોઈ આવું કે ગઢ કબજે આવી ગયો કે નહીં.

અગસ્ત્ય

ઠીક ! પધારો. હું અહીંઆં છું.

દિવોદાસ [ ઋચીકને ]

આવો છો કે ?

ઋચીક

ચાલો. [ દિવોદાસ અને ઋચીક જાય છે ]

અગસ્ત્ય [ આકાશ સામું જોઈ, હસીને ]

દેવ આજે પ્રસન્ન છો ?

ઉગ્રા

ઓ મારા દસ્યુનાથ ! તમારી ઉગ્રીને છોડી ક્યાં ગયા ?–

[ વિશ્વરથ ઉદ્વિગ્ન વદને આવે છે. પાછળ પ્રતર્દન અને એક ભરત યોદ્ધો આવે છે. ]

વિશ્વરથ

શું થયું ? શમ્બર મરી ગયો ? શામ્બરી–

ઉગ્રા [ વિશ્વરથને પગે વળગે છે ]

કૌશિક–

અગસ્ત્ય

ભારદ્વાજી ! ખસી જાઓ. આ પિતૃહત્યારીને અહીંઆં જ પુરી કરું ?

વિશ્વરથ [ ગુસ્સામાં ]

પિતૃહત્યારી ! એ તો મારી–ભરતોના જનપતિની પત્ની છે.

[ ઉગ્રાને ગોદમાં લઈ લે છે ]

અગસ્ત્ય

એનું સ્થાન એના બાપની સાથે છે.

ઉગ્રા [ મરણના ભયથી વિશ્વરથને વળગીને ]

ઓ કૌશિક ! એ બીહામણો મને મારી નાંખશે. એનાથી મને બચાવ !–

વિશ્વરથ [ ભયંકર સંકલ્પથી ]

ગુરુદેવ ! શામ્બરી મારી છે. ખબરદાર એને હાથ અડાડયો છે તો !

અગસ્ત્ય [ ગુસ્સામાં ]

વત્સ ! મૂર્ખ નહીં થા. દેવોના દ્વેષ્ટાઓને ભૂમિ ભારે મારવાનો અધિકાર નથી. ખસ પ્રતર્દન ! ભરતશ્રેષ્ઠને દૂર લઈ જા.

ઉગ્રા [ ભયત્રસ્ત ]

હું એકલી છું–તારી છું–મને છોડતો નહીં.

વિશ્વરથ

ઉગ્રા ! ચુપ રહે. ગુરુદેવ ! [ ઉગ્રાને પાછળ રાખી, તેના શરીર આડે ઉભો રહે છે ] મારી પાસેથી શામ્બરી લેવી છે ? [ અગસ્ત્ય સામું ઉગ્રતાથી જુએ છે. ]

અગસ્ત્ય [ પાસે આવીને ]

આઘો ખસ–

વિશ્વરથ [ ગુસ્સામાં ]

પ્રતર્દન ! મારા ભરતવીરો ! દેવોના શપથ ખાઈ મેં શામ્બરીને મહિષી સ્થાપી છે. જન્હુ ને ગાધિના શપથ જો એક ભરત જીવતાં એનો વાળ વાંકો થવા દો તો !

પ્રતર્દન [ ઉગ્રા પાસે ઉભો રહીને ]

જેવી આજ્ઞા.

અગસ્ત્ય

ગાંડો થયો છે ?– [ વિશ્વરથને ખસેડવા જાય છે ]

વિશ્વરથ [ ભયંકર રીતે ]

ગુરુદેવ ! હું આપને તો શું કરી શકું ? પણ આપ મારો પ્રાણ લઈ શકો છો. શામ્બરીએ એ પ્રાણને ઉગ્રકાલને વધેરાતો અટકાવ્યો હતો. ઉગ્રમૂર્તિ ! હવે, આ નિર્દોષને આપ મારો તે પહેલાં મને આપ વધેરી શકો છો. લઈ લો ! હું શમ્બરકન્યાનો પતિ છું—ઉગારવા યોગ્ય નથી. મારો ! (સ્થીર નયને જોઈ રહે છે.)

અગસ્ત્ય [દાંત કચકચાવીને શસ્ત્ર ઉગામે છે]

શું ? મારી સામે થાય છે –

લોપામુદ્રા

[ વિશ્વરથ ને અગસ્ત્ય વચ્ચે આવીને ઉભી રહે છે ]

આ શું માંડ્યું છે. મૈત્રાવરુણ ? આ દુઃખીનીનાં આંસુઓમાં પણ તમારી ઝનુનની જ્વાલા નહીં બુઝાઈ ? [ તે અગસ્ત્યની સામું જુએ છે. અગસ્ત્ય ગુંગળાઈ, અટકે છે. બંનેની નજર બે તલવારોની માફક અથડાય છે. તેમાંથી તણખા ઝરે છે. ]

લોપામુદ્રા [ ઠેકડી કરતાં ]

પુત્ર અને પુત્રવધૂ બેને સાથે મારવા તૈયાર થયા છો ?

અગસ્ત્ય [ ક્રોધથી ]

તમે પણ—

લોપામુદ્રા

હા, હું પણ.[અગસ્ત્યનો સશસ્ત્ર હાથ નીચો પડે છે. લોપામુદ્રા હસે છે.]

[ પડદો પડે છે ]

# લોપામુદ્રા

## વિભાગ ૩ જો : દેવો દીધેલી

# દેવે દીધેલી

**સમય** : શમ્બરનો વધ થયો ત્યારપછી બે એક મહીના પછીનો.

**સ્થલ** : સરસ્વતીને તીરે, રાજા દિવોદાસનું મુખ્ય ગ્રામ તૃત્સુગ્રામ, જ્યાં દિવોદાસને વિશ્વરથનો હર્મ્ય અને અગસ્ત્ય, વસિષ્ઠ અને ભરદ્વાજનાં આશ્રમ આવેલાં છે તે.

પાત્રો

**જયંત તૃત્સુ** :
**વ્યાઘ્રપાદ જન્હુ** :
**જાબાલ તૃત્સુ** :
**ઋક્ષ તૃત્સુ** :
} અગસ્ત્યના શિષ્યો

**અજિગર્ત આંગીરા** : અગસ્ત્યના આશ્રમમાં એક ઉપાધ્યાય

**રાય** : રાજા દિવોદાસનો એક જુવાન સેનાનાયક

**પ્રતીપ** : વિશ્વરથનો એક જુવાન સેનાનાયક

**સુદાસ્ દૈવોદાસ** : રાજા દિવોદાસનો પુત્ર ( યુવરાજ )

**પ્રતર્દન ભરત** : વિશ્વરથનો વૃદ્ધ સેનાપતિ

**અગસ્ત્ય મૈત્રાવરુણ** : મહર્ષિ, અને વિશ્વરથ તથા ભરતોના પુરોહિત

**લોપામુદ્રા ભારદ્વાજી** : મહર્ષિ, ઋષિ ભરદ્વાજની પુત્રી

**રોહિણી મૈત્રાવારુણી** : અગસ્ત્યની કન્યા

**જમદગ્નિ ઔર્વ** : ઋષિ, ભૃગુવંશના મહા અથર્વણ ઋચીકના પુત્ર; વિશ્વરથના ભાણેજ અને મિત્ર.

**કર્દમ મઘવન્** : ભરતોના એક વૃદ્ધ આગેવાન.

**વિશ્વરથ કૌશિક** : ભરત જાતિના રાજા; ગાધિરાજાના પુત્ર; પાછળથી વિશ્વામિત્રને નામે ઓળખાયા તે.

**વસિષ્ઠ** : અગસ્ત્યના નાનાભાઈ; દિવોદાસના પુરોહિત.

**ઉગ્રા શામ્બરી** : દસ્યુરાજ શમ્બરની કન્યા; વિશ્વરથે માનેલી પત્ની

**સૂર્ય** : દેવ

**ભૈરવ** : દસ્યુરાજ શમ્બરનો ધર્મગુરુ; દસ્યુઓના દેવ ઉગ્રકાલનો ભક્ત અને પૂજારી.

## : અનુસંધાન :

દસ્યુરાજ શમ્બરનો વધ થયો. તેના નવાણું ગઢો તૃત્સુ : ભરતના સન્યોગે તોડી પાડયા. અગસ્ત્યની આજ્ઞાથી આર્ય સૈન્યે હજારો દસ્યુઓને મારી નાખ્યા અને હજારો દસ્યુ સ્ત્રીઓને દાસી બનાવી.

વિશ્વરથ કૌશિક શમ્બરની કન્યા ઉગ્રાને પોતાની પત્ની ને પ્રાણ આની, તેને દાસી બનાવવાની ના પાડી રહ્યો. એણે અગસ્ત્યના ક્રોધ પણ પરવા કરી નહીં. દયાળીના બની તેણે દસ્યુઓને મારવા ન એવો હુકમ પણ પોતાની સેનાને કર્યો.

આ આખો વખત મહર્ષિ લોપામુદ્રા, મુનિ અગસ્ત્ય અને રા દિવોદાસની સાથે સૈન્યમાં જ હતા.

આખરે બધા વિજય પ્રાપ્ત કરી, તૃત્સુગ્રામ પાછા ફર્યા ત્યાં તૃત્સુઓ અને ભરતો વચ્ચે દ્વેશ થયો.

અગસ્ત્યે વિશ્વરથને બોલાવી ઉગ્રા શામ્બરીને દાસી તર આપી દેવા સમજાવ્યો. વિશ્વરથે તેને છોડવાની ના પાડી. ગુરુ શિ વચ્ચે તકરાર થઈ. અગસ્ત્યે આખરે આજ્ઞા કરી કે 'આવતી કા સૂર્યોદય પહેલાં શામ્બરી મને સોંપી દેવી.'

જે દિવસે સવારે અગસ્ત્યે આ નિશ્ચલ આજ્ઞા ફરમાવી, તે દહા જ્યારે નાટકનો પ્રસંગ શરુ થાય છે.

---

# અંક પહેલો

[ સમય : લગભગ બપોર થવા આવ્યા છે.

સ્થલ : તૃત્સુગ્રામની સભા.

તૃત્સુઓના આ મુખ્ય ગામમાં આશરે ત્રણસેં કુટુંબ રહે છે, અને એની વચ્ચે રાજન્ દિવોદાસનો હર્મ્ય આવ્યો છે. તેની તરફ અગસ્ત્યનો આશ્રમ, બીજી તરફ વસિષ્ઠનો અને ત્રીજી તરફ ભરતશ્રેષ્ઠ વિશ્વરથનો હર્મ્ય આવ્યો છે.

હર્મ્યની સામે સભા આવી છે. ચારેગમ મોટી ઓશરી છે ને તેના પર લાકડાના થાંભલા પર છાપરું બાંધવામાં આવ્યું છે. વચલું ચોગાન ખુલ્લું છે, અને તેની વચ્ચે વેદિમાં અગ્નિ સ્થાપન કરવામાં આવ્યો છે. એક તરફ લાકડાની ખીલીઓ ઉપર ટીંગાવેલી ચમસોમાં સુરા રાખવામાં આવી છે, તેનો વેચનાર પાસે બેઠો છે. ત્રણ ઠેકાણે ચાર પાંચ માણસો બેસીને દ્યૂત રમે છે.

આર્યોની આ સભામાં મઘવનો – મોટા પ્રતિષ્ઠિત માણસો સાંજના ભેગા થતા અને ગામગપાટા હાંકતા. ઘણીવાર વાતચીત કરવા કોઈક આવતા અને બાકીનો વખત લહેરી આર્યો આવીને દ્યૂત રમતા, સુરા પીતા, અને ઝઘડા કરતા. કોઈક પ્રસંગે રાજન્ કે ઋષિઓ પણ આવતા. સ્ત્રીઓ આવતી જ નહીં.

જમણી બાજુએ આગળથી બારણું છે. ત્યાં આગળ બેસીને અજિગર્ત આંગીરા, જયંત તૃત્સુ, વ્યાઘ્રપાદ જન્હુ, અને બબલ તૃત્સુ જુગો રમે છે. પાસે સુરાની એક ચમસ પડી છે, અને તેમાંથી માટીનાં વાસણોમાં લઈ એ બધા અવારનવાર પીએ છે. અજિગર્ત ત્રીશેક વર્ષનો છે, અને તેના મુખપર દારૂનો નશો દેખાય છે. બીજા ત્રણ વીશથી પચીશ વર્ષના છે. અજિગર્તે ધોતીયું પહેર્યું છે. બીજાઓએ મૃગચર્મ પહેર્યા છે. કોઈકનાર બીજા રમનારાઓના પણ અવાજ આવે છે. બધા લહેરમાં છે. ]

જયંત તૃત્સુ [ પાસા નાખીને કુંકરી ચલાવે છે ]

અજિગર્ત ! પણ તારી વાત અધુરી રહી. કહી નાંખ.

અજિગર્ત અંગીરા [ હેડકી ખાતાં ]

મને પાસા તો નાખી લેવા દે. [ પાસા નાંખે છે ] આજે મને શું થયું છે? [ દાંત પીસીને દાવ મુકે છે ]

વ્યાઘ્રપાદ જન્હુ [ બુમ મારીને ]

ખોટા ગણ્યા, ફરી ગણ.

અજિગર્ત [ ડોળા કાઢીને ]

મેં બરોબર ગણ્યા છે.

જયંત તૃત્સુ

ઘણી ગડબડ કરશો તો બાજી ઉપાડીને ફેંકી દઈશ.

વ્યાઘ્રપાદ જન્હુ

—તો હું તારૂં માથું ફોડી નાખીશ.

જયંત તૃત્સુ

પણ મારે અજિગર્તની વાત સાંભળવી છે.

વ્યાઘ્રપાદ જન્હુ

મારે પણ સાંભળવી છે. બોલની અજિગર્ત !
[ પાસા નાખે છે ]

અજિગર્ત અંગીરા [ આંખો નચાવી ]

મેં એમને રાતે અતિથિગ્વના ઉદ્યાન અને અગસ્ત્યના આશ્રમ વચ્ચે, નદીપર, ફરતાં જોયાં. જાણે ઇંદ્રાણી ! ને એ હસ્યાં.

જયંત તૃત્સુ

મારી નાખ્યા ! ખરો નશીબદાર ! [ જાબાલને ] લે જાબાલ ! પાસા નાંખ. [ અજિગર્તને ] હું કાલે અડધી રાત એમની પર્ણકુટિ પાસે ઉભો રહ્યો. [ નીસાસો નાંખી ] મને એમનો પડછાયો પણ દેખાયો નહીં.

વ્યાઘ્રપાદ જન્હુ

એમનાં દર્શન માટે તો દેવની કૃપા જોઈએ.

જાબાલ [પાસા નાખીને]

હ—ત્તારી ! બરોબર પડતા જ નથી.

અજિગર્ત અંગીરા [સુરા પીને]

ચાલ આવે છે ? હું હમણાં ત્યાંજ જાઉં છું. [એડકી ખાઈને] મેં સાંભળ્યું છે કે એને જોવા ઠઠ મળી છે. લો આ તો ઋક્ષ આવ્યો ! રમી રહ્યા. [બાજી ફેંકી દે છે] ઋક્ષ ! ઋક્ષ ! [જયંતને] એ તો દેવનો માનીતો છે. એમની સાથે રહી આવ્યો છે. ઋક્ષ !

[ઋક્ષ આવે છે. તે હતો તેનાથી વધારે સંતોષી ને સુખી દેખાય છે. જરા જાડો પણ થયો છે. એણે નવું ધોતીયું પહેર્યું છે તે હસતો- વધારે હસતો આવે છે]

ઋક્ષ

આવ્યો, આવ્યો. કેમ મિત્રો ? સુરા છે કે ? હું તો તરસે મરી ચાલ્યો.

જયંત મિત્સુ

બેસ, બેસ. લે. પણ ભગવતીની વાત કર તો. અમારે બીજું કૈં સાંભળવું નથી.

ઋક્ષ

તો હે બંધુ ! તું આ ચમસ જ મને આપી દે. કારણકે એ મહર્ષિની વાત શીવાય બીજી વાત કરવાને હું અશક્ત છું. [સુરા પીએ છે]

અજિગર્ત અંગીરા

આટલો તરસ્યો તરસ્યો કયાં જતો હતો ? તારા મિત્ર વિશ્વ-રથને ત્યાં ?

ઋક્ષ [મનમાં મલકાઈને]

વિશ્વરથનું નામ જવા દે. અમાવાસ્યા સમી શામ્બરીએ એને ક્ષીણ બનાવી મુકયો છે. એની પાસે જાઉં છું ત્યારે હું દુઃખી દુઃખી થઈ જાઉં છું.

જયંત તૃત્સુ

ત્યારે ક્યાં જતો હતો ?

ઋક્ષ

મૂર્ખ ! પુછ કે હું ક્યાંથી આવ્યો. [ બધા ખડખડ હસી પડે છે ]

જયંત તૃત્સુ

ત્યારે કહે, ક્યાંથી આવ્યો ?

ઋક્ષ [ હસીને જરાક નશામાં ]

હું વરુણના ભુવનમાંથી આવ્યો...હું સૂર્યના અશ્વો નીચે કચરાતો રહી ગયો...પણ આખરે મેં ઉષાને જોઈ–રાતી, તેજસ્વી, દિને દિને અવનવા રંગો રેલાવતી.

અજિગર્ત અંગીરા

ઋક્ષ ! તારાપર આદિત્યોની કૃપા છે. બોલતો ખરો. જેની સાથે રહી આવ્યો તેની તો વાત કર.

વ્યાઘ્રપાદ જન્હુ

—ને ઋક્ષ ! અમારા કૌશિક એમને પ્રિય હતા એ વાત ખરી ?

જાબાલ તૃત્સુ

—ને કહે છે કે શમ્બર પણ ગાંડો થઈ ગયો ?

ઋક્ષ [ આડંબરથી અદબ વાળીને ]

મિત્રો પુછવામાં સમય ન બગાડો. સાંભળો ને સુખી થાઓ. એમને જોયા ત્યારથી દિવ્ય વિદ્યા મારી જીભે વસી છે. [ નીશામાં જરાક મુંગા રહીને ] મિત્રો ! છેલ્લા પ્રણામ. આ તૃત્સુગ્રામ છોડી હું જાઉં છું...ચાલ્યો.

જયંત તૃત્સુ

શું બકે છે ? એટલામાં સુરા ચઢી ?

ઋક્ષ

હે તૃત્સુઓમાં નિર્જીવ જયંત ! ઉષાથી પણ અદ્ભુત દિવ્યતા મેં દિવસ ને રાત જોઈ—

વ્યાઘ્રપાદ જન્હુ

દેવનું અપમાન નહીં કર.

ઋક્ષ [ દરકાર કર્યા વિના ભભકાથી ]

–મેં આ આંખે જોઈ. પણ તમારી આંખો હવે ફુટવાની.

અજિગર્ત અંગીરા

સીધું બોલની—

ઋક્ષ

હે અંગીરા ! બે ચાર દહાડામાં ભરદ્વાજની તેજસ્વી પુત્રી અહીંઆંથી ચાલી જશે. અને ચામાચીડીયાની માફક અંધ બની તમે અહીંઆં લટકી રહેશો.

જયંત જાબાલ [ સાથે ]

શું ? શું ?

વ્યાઘ્રપાદ

જે કહે તે સીધું કહેને. લોપામુદ્રા કયારે જવાનાં છે ? કયાં ? બોલ–કયારે ?

ઋક્ષ [ ઘેલાજેવું હસીને ]

હે અલ્પબુદ્ધિયાઓ ! જ્યારે દુર્દમના પુત્ર અને અગસ્ત્યના શિષ્ય ઋક્ષને તૃત્સુગ્રામ છોડી જતા જોશો ત્યારે—

વ્યાઘ્રપાદ જન્હુ

તું હવે સીધું નહીં બોલે તો હું બે લપડાક મારીશ.

ઋક્ષ

–તો સાંભળો ! મેં લોપામુદ્રાનું શિષ્યપદ સ્વીકાર્યું છે અને જ્યાં ગુરુ ત્યાં શિષ્ય.

જયંત તૃત્સુ

શું તેં ગુરુ અગસ્ત્યને છોડયા ?

ઋક્ષ

વત્સ ! જ્યારે ચંદ્રમા ઉગે છે ત્યારે તારાગણને કોઈ સંભારતું નથી. સાંભળો, હું અત્યારે ગુરુને આશ્રમે ગયો હતો. ત્યાં સરસ્વતીમાં સ્નાન કરીને બહાર આવતાં ઋષિઓમાં શ્રેષ્ઠ એવાં લોપામુદ્રાને મેં જોયાં. મેં પ્રણિપાત કર્યા; એમણે શતંજીવ કહ્યું. ને—મિત્રો ! એહસ્યાં—એ જ હસે એમ—

જયંત

પછી ?

ઋક્ષ

પછી શું ? તત્ક્ષણે મારું હૈયું અશ્વની માફક ફડક ફડક ઉછળવા માંડયું. મને પૃથ્વી પર અંધારું દેખાયું, અને એમની આંખમાં જ્યોતિર્માલા દેખાઈ ! એ ઉભાં હતાં—

અજિગર્ત

પછી ? વાત કરની. શું થયું ?

ઋક્ષ [ હસીને ]

ઉતાવળ હોય તો હે અંગીરા ! તું રસ્તો પકડ. શું થયું ? મેં હાથ જોડી યાચના કરી. હે ભગવતી ! આપના શિષ્ય થવાની મારી ઉત્કંઠા છે. મને આપની સાથે લઈ જાઓ.

જયંત }
જાબાલ }

પછી ?

ઋક્ષ [ વિજયથી ]

પછી હે મૂઢો—તે દેવી સમાન મહર્ષીશ્રેષ્ઠે, ઉગતા સૂર્યના સુવર્ણરંગી બિંબ જેવા હોઠોથી, મયૂર જેવો ટહુકો કરીને, અમૃત જેવી વાણી ઉચ્ચારીઃ હે વત્સ ! ઘણી તપશ્ચર્યા કરવી પડશે. મેં કહ્યું, દુર્દમનો પુત્ર તપશ્ચર્યાથી કોઈ દહાડો ડગ્યો નથી ને—

અજિગર્ત

પણ તેણે શું કહ્યું ?

ઋક્ષ

તેણે કહ્યું: હે વત્સ ! તું મારી જોડે સુખેથી આવજે.

અજિગર્ત [ ખિન્નતાથી ]

જખરો તું. મેં નહીં કહ્યું કે તું દેવોનો લાડીલો છે ? શમ્બર એને ઉપાડી ગયો ત્યારે સાથે મને કેમ નહીં લઈ ગયો ?

જયંત તૃત્સુ

હું પણ આવીશ. મારાથી અગસ્ત્યના આશ્રમમાં બીલકુલ વિદ્યાભ્યાસ થતો નથી.

જાબાલ તૃત્સુ [ એકદમ ઉભા થઈ જઈ ]

હું પણ આવું છું. હું હમણાં જ રજા માગી આવું છું.

અજિગર્ત

—અને હું પણ એ જ નિશ્ચય પર આવ્યો છું.

[ પ્રતીપ ભરત અને ગય તૃત્સુ ઉગ્ર સ્વરૂપે આવે છે. પ્રતીપને કેડે અસિ છે. ગયને ખભે બાણ ને ભાથું છે, બંને એક બીજા સાથે ગુસ્સામાં બોલતા હોય છે. એ આવે છે એટલે ત્યાં બેઠેલાં પાંચ જણ ઉભા થઈ એમને વીંટાઈ વળે છે, અને દૂર રમનારાઓ પણ રમત છોડી ધીમે ધીમે પાસે આવે છે. ]

ગય તૃત્સુ [ જોરથી બોલતાં ]

કાલ સૂર્યોદય પહેલાં વિશ્વરથ શામ્બરી ન આપે પછી જોઈ લે. તૃત્સુઓનું બલ પછી બતાવીએ છીએ.

પ્રતીપ ભરત [ ગુસ્સામાં ]

બેસ બેસ ! ભરતો વગર તમે શું ડહોળત ? અને અમારા કૌશિક ન હોત તો તમારું શું થાત ? મગદુર છે કે એનું તમે અપમાન કરો.

ગય તૃત્સુ [ મઢમાં ]

સાથે સાથે કહીજ નાખને કે અતિથિગ્વનું રાજ્ય ચાલે છે તે પણ કૌશિક વડે—તૃત્સુઓએ આજે કીર્તિ પ્રાપ્ત કરી છે તે પણ તારા કૌશિક વડે. કહી નાખ—કહી નાખ.

વ્યાઘ્રપાદ જન્હુ [ ઉશ્કેરાઈ જઈ ]

એમાં શું શક છે ? અમે ન હોત તો તૃત્સુઓ રાજ કેમ કરત ?

ગય તૃત્સુ

અલ્યા તું પણ ફાટયો કે ? તારો વિશ્વરથ અમારે લીધે માણસાઈમાં આવ્યો તે ભુલી ગયો.

જયંત તૃત્સુ [ ગર્વથી ]

ને એક અમાવાસ્યા માટે જીવ ને રાજ્ય બંને ખોવા બેઠો છે.

પ્રતીપ ભરત

જોઉં તો ખરો કે તમારો ડોસો ભરતશ્રેષ્ઠને આંગળી કેમ અડાડે છે !

જયંત તૃત્સુ

ભગવાન્ અગસ્ત્ય શાપ દઈ એને બાળીને ભસ્મ કરશે—ઘણી ગડબડ કરશો તો !

પ્રતીપ ભરત

કર્યો કર્યો ! મારા કૌશિક જેવો બીજો ઋષિ તો બતાવ—ગુરુદેવને કૈં કૈં એની પાસે શીખવું પડશે.

ગય તૃત્સુ [ ધમકાવીને ]

નાને મોઢે મોટા બોલ બોલશે તો જીભ ખેંચી કાઢીશ.

પ્રતીપ ભરત [ અપમાન થાય એવી રીતે ]

જોઉં તો ખરો કે ભરતની જીભ ખેંચનારો કોની માએ જણ્યો છે ?

**વ્યાઘ્રપાદ જન્હુ** [ નફટાઈથી ]

ખેંચની ! છે મગદુર ? ગય ! તારા જેવા કાયર તૃત્સુઓ ઘણા જોયા.

**ગય તૃત્સુ** [ વ્યાઘ્રપાદને તમાચો મારી ]

તારા જેવા ભરતો તો રોજ જોઉં છું.

[ બધા બુમરાણ કરતા બાથંબાથી પર આવે છે. ]

**પ્રતીપ ભરત** [ ધોટો કાઢીને ]

જોઈ લે ભરતને ન જોયો હોય તો. [ એક ધક્કો મારે છે એટલે ગય દૂર જઈ પડે છે. પ્રતીપને અજિગર્ત અને બીજા બે જણા પકડી રાખે છે અને ગયને બે ત્રણ જણ પકડી રાખે છે. બાકીના બધા વચ્ચે મારામારી થાય છે. ઋક્ષ બારણાં બહાર જોઈને અક્ષવપા—જે દ્યૂત પર ચોકી રાખનાર અમલદાર છે-તેને બુમ મારે છે. ]

**ઋક્ષ** [ બુમ મારીને ]

આવો ! અક્ષવપા ! કોઈ આવો ! કોણ યુવરાજ ! સેનાપતિ ! અરે આવો ! આવો અહીંઆં તો મારાકાપી શરુ થઈ ગઈ છે. [લડનારાઓને] લો સેનાપતિ આવ્યા ! યુવરાજ આવ્યા—

[ રાજા દિવોદાસનો પુત્ર સુદાસ્ ઉતાવળે આવે છે. એ પચ્ચીશેક વર્ષનો સ્વરૂપવાન ને પાકો દેખાતો જુવાન છે. તેણે કીંમતી વસ્ત્રો પહેર્યાં છે. ]

**સુદાસ** [ સખ્તાઈથી ]

શું છે ? શું માંડયું છે ?

[ વૃદ્ધ સેનાપતિ પ્રતર્દન આવે છે. તે હથીઆરમાં સજ્જ છે]

**સેનાપતિ પ્રતર્દન**

વ્યાઘ્રપાદ ! પ્રતીપ !

[ બધા લડતા અટકે છે ]

**ઋક્ષ**

યુવરાજ ! સેનાપતિ ! આવો. આ છોકરાઓએ શું શું કરવા માંડયું છે તે તો જુઓ.

સુદાસ્

ગય ! શું છે ?

ગય તૃત્સુ

મહારાજ ! આ ભરતોએ રાજન્ અતિથિગ્વનું, ગુરુવર્યનું, તૃત્સુ માત્રનું અપમાન કરવા માંડયું છે. આપણે શું એમના દાસ છીએ ?

સુદાસ્ [ ગુસ્સે થતાં ]

કોણ કહે છે ? કોની મગદુર છે ?

ગય [ તિરસ્કારથી ]

એમને જોઈએ તો એમના વિશ્વરથને, ને જોઈએ તો એમની પેલી અ—

સેનાપતિ પ્રતર્દન

[ ભયંકર રીતે, અસિ પર હાથ મુકીને ]

છોકરા ! બીજો એક શબ્દ બોલ્યો છે તો ધડથી માથું મારે જુદું કરવું પડશે.

સુદાસ્ [ ઉગ્ર

સેનાનિ ! મારા દેખતાં તૃત્સુને ડરાવો છો ?

સેનાપતિ પ્રતર્દન [ નિશ્ચયથી ]

ભરતશ્રેષ્ઠનું અપમાન કરે તેનું આ અવનીપર સ્થાન નથી. [ તોછડાઈથી ] કોઈ પણ અહીંઆં હોય તેની મને પરવા નથી.

સુદાસ્ [ ક્રોધથી કાંપતાં

મારું જે અપમાનં કરે તેનું અહીંઆં સ્થાન નથી.

[ બંને એક બીજાની સામું જોઈ રહે છે. અગસ્ત્ય આવે છે. ઉંચા, તેજસ્વી, વિશાળ નયન. આધેડવયના, સ્વરૂપવાન મુનિ; સખત મુખમુદ્રાને જ્વાલાભરી આંખોથી ભયંકર; નિશ્ચલ સંયમથી કારમા લાગતા. બધાથી વ્યક્તિત્વમાંને રૂપમાં નીરાળા તરી આવે છે. બધા ચડાચૂપ બની જરા જરા દૂર જવા માંડે છે. ]

અગસ્ત્ય

શું છે ? તમે બે પણ ?

[ એમની આંખો જેના પર પડે છે તેને દઝાડે છે ]

સેનાપતિ પ્રતર્દન [ ધ્રુજીને ]

ભગવાન્ ! મેં તો માત્ર કહ્યું કે ભરતશ્રેષ્ઠનું અપમાન કરનારને હું અવનીપર નહીં રહેવા દઉં.

સુદાસ્ [ ગુસ્સામાં ]

ગુરુવર્ય ! આ ભરતોથી હું થાકી ગયો છું, એમને જ્યાં જવું હોય ત્યાં જાય. તૃત્સુગ્રામમાં એ નહીં કે હું નહીં.

અગસ્ત્ય [ સખ્તાઈથી ]

પછી ?

સેનાપતિ પ્રતર્દન [ છોકરાઓને ]

જન્હુઓ ! આપણે હર્મ્યે જાઓ. કાલે આપણે ભરતગ્રામ જઈએ છીએ.

અગસ્ત્ય [ પ્રતર્દન તરફ સખ્તાઈથી જોતાં ]

પછી ? [ કોઈ બોલતું નથી. ગુરુને ધાકે બધા ડરે છે. સત્તાથી ] બંને હર્મ્યમાં જાઓ. હું હમણાં આવું છું. [ પ્રતર્દન અને પ્રતીપ એક તરફ અને સુદામા અને ગય બીજી તરફ નમસ્કાર કરીને જાય છે. ] વત્સો, તમે આશ્રમે જાઓ.

ઋક્ષ [ નફ્ફટાઈથી આગળ આવીને ]

હે ગુરુદેવ ! હે ભગવાન્ ! દુર્દમનો પુત્ર ઋક્ષ આપને એક દીન યાચના કરે છે.

અગસ્ત્ય

શી છે ? [ પડેલી રમત જોઈને ] દ્યૂત કે ? [ કોઈ બોલતું નથી. ઋક્ષને ] યાચના વિના તારી અડધી ઘડી નથી જતી ?

ઋક્ષ [ હસીને ]

હે ભગવાન્, યાચના કરવી એ જ ઉત્તમ શિષ્યોનું કર્તવ્ય છે. યાચના સ્વીકારવી એ જ ઉત્તમ ગુરુઓનો અધિકાર છે.

અગસ્ત્ય

હં ! [ મુંગે મોઢે સાંભળે છે ]

ઋક્ષ [ હાથ જોડી, હસીને ]

હે ગુરુદેવ ! મારે આપનો આશ્રમ છોડી વિદ્યાભ્યાસ માટે જવું છે.

અગસ્ત્ય [ થોડીવારે ]

વારુ —

જયંત તૃત્સુ

[ હીંમત ભેગી કરવાનો પ્રયત્ન કરતાં ]

ને–ને ભગવાન્ ! અ–અ–મારી પણ એ જ યાચના છે.

અગસ્ત્ય [ સપ્તાઈથી ]

ઠીક.

વ્યાઘ્રપાદ જહ્નુ [ હાથ જોડી, ક્ષોભથી ]

—ને મારો પણ એજ વિચાર છે—જો ગુરુદેવને વાંધો ન હોય તો—

જામાલ તૃત્સુ [ પાછળથી ગભરાઈને ]

ને ગુરુશ્રેષ્ઠ, હું પણ —

અગસ્ત્ય [ જોઈ રહીને

કેમ ? શું છે ?

ઋક્ષ [ હસતો હસતો ]

હે ગુરુઓમાં શ્રેષ્ઠ ! અમે બધા ભગવતી લોપામુદ્રા સાથે એમના આશ્રમે વિદ્યાભ્યાસ કરવા જઈશું.

અગસ્ત્ય [ ભ્રૂભંગ કરે છે ]

મહર્ષિને પુછ્યું છે ?

ઋક્ષ [ ડોકું ધુણાવતાં ]

મેં પુછ્યું છે; એમણે કબુલ્યું છે. અમે બે ત્રણ દહાડામાં આપની આજ્ઞા માગીશું.

અગસ્ત્ય [ બેદરકારીથી ]

વારુ.

[ જવા ફરે છે ]

ઋક્ષ [ સાથે ચાલીને ]

ભગવતી એક બે દહાડામાં અહીંઆંથી જશે–કે અમે ચાલ્યા !

[ એક આર્ય આવે છે ]

એક આર્ય [ હાથ જોડીને ]

ગુરુદેવ ! ભગવતી લોપામુદ્રા અને રાજન્ અતિથિગ્વ અહીંઆં આવે છે.

અગસ્ત્ય [ ભયંકર રીતે ]

આર્યાઓનું સભામાં સ્થાન નથી.

[ ચાલી જાય છે ]

વ્યાઘ્રપાદ જન્હુ [ હર્ષથી કુદીને ]

ભગવતી અહીંઆં ! શી મજાહ !

ઋક્ષ

[ હસીને, વધારે વિશાળ થવા જતાં ]

મિત્રો ! ગુરુદેવ ઘરડા થઈ ગયા છે. ભગવતી અહીંઆ આવત તો શું બગડી જવાનું હતું ?

જયંત તૃત્સુ

હું જાણું છું. ગુરુ એમની સામે જુએ છે કે એમનું હૈયું ધરકી ઉઠે છે. બધા હસે છે ]

ઋક્ષ

મારું હૈયું પણ ધડકે છે. પેલી ચમસ લાવ.

વ્યાઘ્રપાદ જન્હુ

હજી ધરાયો નથી ? [ ચમસ ઋક્ષને આપે છે. તે પીએ છે. ]

ઋક્ષ

જે આર્ય ચમસથી ધરાય છે તેને આર્ય કહેવાનો–ને–ને–ભગવતીના શિષ્ય થવાનો અધિકાર નથી.

[ એક યુવક દોડતો આવે છે ]

યુવક

એ આવ્યાં ! આવ્યાં ! અંગીરા ! ભગવતી આવ્યાં !

ઋક્ષ

મુકી દે–[ ચમસ આપીને ] મુકી દે–મેં સુરાને સ્પર્શ ન કરવાનાં શપથ લીધા છે.

[ વ્યાઘ્રપાદ ચમસ સંતાડી દે છે. લોપામુદ્રા અને દિવોદાસ આવે છે. લોપામુદ્રા ત્રીશેક વર્ષની, ઉંચી, અદ્‌ભુત સુંદરતામાં ઓપતી સ્ત્રી છે. તેણે આર્ય સ્ત્રીનો વેશ પહેર્યો છે. માથે જટા બાંધી છે. પગે પાવડી પહેરી છે. એનું વ્યક્તિત્વ અજબ જેવું છે—નજર પડે છે કે જોનાર ચરણે ઢળે છે. દિવોદાસ વૃદ્ધ, મજબુત, ખુલ્લા દિલનો યોદ્ધો છે. યુદ્ધ શીવાય બીજી બાબતોમાં એને ઝાઝી સમજ પડતી નથી દેખાતી. એણે અત્યારે શસ્ત્ર નથી ધર્યાં. પાછળ એક યોદ્ધો એની તરવાર લઈ આવે છે. ]

દિવોદાસ

અહીંઆ તોફાન થયું ? કોણે કર્યું ? બધા વંદન કરે છે ]

ઋક્ષ [ હાથ જોડીને ]

રાજન્ ! વંટોળીઓ વાઈ ગયો. અમે તો તદ્દન શાંત છીએ. ભગવતીને મારા વંદન.

લોપામુદ્રા [ હસીને ]

મને શું ખબર કે તું અહીંઆ હતો ? તું હોય ત્યાં મારામારી થાય જ નહીં.

[ બધા જુવાનીઆ ટોળે વળી હસતું મોં રાખી જોયા કરે છે. બધાની નજરમાં ગાંડપણ છે ]

ઋક્ષ

ભગવતી ! [ નીસાસો નાંખીને ] તે ધન્ય દિવસો પણ ચાલ્યા ગયા.

જયંત તૃત્સુ

યુવરાજ આવીને તકરાર કરનારાઓને લઈ ગયા.

દિવોદાસ

એમ ? સારું થયું.

લોપામુદ્રા [ બધા સામું જોઈ હસે છે ]

કેમ વત્સો ! તપ વધે છે ને ?

અજિગર્ત [ આગળ આવીને ખુશ થતાં ]

હા. હા. ભગવતી ! આપના અનુગ્રહથી.

દિવોદાસ

લોપામુદ્રા ! ચાલો ત્યારે.

[ દિવોદાસ જવા ફરે છે. લોપામુદ્રા પણ હસીને જવા ખસે છે. બધાને કોણી વતી આઘા કરી ઋક્ષ પાસે આવે છે, અને એના જ મુખ પર રહેવાતું વિશાળ ને ધૃષ્ટ હાસ્ય હસે છે. ]

ઋક્ષ

ભગવતી ! હું ને આ મારા મિત્રો આપનાં દર્શન કરી કૃતાર્થ થયાં. [ હાથ જોડીને ] સાથે સાથે કૃપા પણ યાચી લઈએ.

લોપામુદ્રા [ હસીને ]

કોના શિષ્યો ? મહર્ષિ મૈત્રાવરુણના કે ?

અજિગર્ત

હા, ભગવાન્ મૈત્રાવરુણના. જેમ ભગવતી કહે છે તેમ જ છે.

ઋક્ષ [ વચ્ચે પડીને ]

હે ભગવતી ! દુર્દમના પુત્ર ઋક્ષની યાચના સાંભળો. આ બધા

આપનું ગુરુપદ વાંચ્છે છે. આપ ક્યારે અહીંઆંથી જવાનાં છો ? જ્યારે જાઓ ત્યારે અમને આપની સાથે લઈ જાઓ. એ કૃપાની અમે યાચના કરીએ છીએ.

લોપામુદ્રા

આ બધા ?

અજિગર્ત

હા ભગવતી —[ ક્ષોભથી અટકે છે ]

લોપામુદ્રા

મારી સાથે ? ના. એવી ચંચલ ઊર્મિઓને વશ ન થતા.

જયંત તૃત્સુ [ હીંમતથી આગળ આવીને ]

મેં તો નિશ્ચય કર્યો છે કે ક્યાંતો આપની સાથે આવવું કે પછી [ ખચકાઈને ] બુડી મરવું.

જાબાલ તૃત્સુ

મેં પણ એવો જ નિશ્ચય કર્યો છે.

વ્યાઘ્રપાદ જન્હુ

હું પણ કૃતનિશ્ચય જ છું.

ઋક્ષ

હે ભગવતી ! તમારે સંશય લાવવાની જરૂર નથી. બીજા ત્રીશ શિષ્યો આપની સાથે આવવાની ભીષણ પ્રતિજ્ઞા લઈ બેઠા છે. કાર્ય સાધવું કે દેહ પાડવો. કહી રહ્યાં ?

દિવોદાસ

પણ મહર્ષિનો આશ્રમ ઘણો નાનો છે.

અજિગર્ત અંગીરા

અમે મોટો બનાવીશું.

જયંત તૃત્સુ

એમાં વાર કેટલી ?

લોપામુદ્રા

પણ તમારાં સગાંસંબંધી અહીંઆં; રાજન્ દિવોદાસનો જનપદ મોટો; અગસ્ત્ય, વસિષ્ઠ ને ભરદ્વાજની વિદ્યા અહીંઆ. તમારે માટે આ સ્થલ જ યોગ્ય છે.

અજિગર્ત

ના. આપ કહી રહ્યાં ? આપના આશ્રમ શીવાય અમે બીજે જીવિત ધારી શકીએ એમ નથી. કેમ ખરું કેની ?

જૂબાલ તૃત્સુ

તદ્દન ખરું છે !

લોપામુદ્રા

મને શું ખબર કે આટલે સુધી વાત વધી ગઈ છે ! પણ મારી વાત સાંભળો. જ્યાં હું ગઈ છું ત્યાં તપસ્વીઓ એમ જ ઘેલા બન્યા છે. અને પલકના મોહ માટે જન્મભર દુઃખ વેઠતા થયા છે.

ઋક્ષ [ નફટાઈથી ]

એ વાત હું માનવાની ચોખ્ખી ના પાડું છું. હું ઘેલો થાઉં એવો નથી. આપ ઘેલાં કરો એવાં નથી. જ્યારથી મેં આપને જોયાં ત્યારથી મારા સુખની સીમા રહી નથી. સાથે આવવાથી એ સુખ શા માટે ઓછું થાય ?

લોપામુદ્રા

આ પણ એક જવરનાં ચિન્હ છે. ઉતરશે ત્યારે હાડકાં ભાંગી જશે. નહીં રાજન્ ?

અજિગર્ત [ નમ્રતાથી ]

કોઇના શિષ્ય બની સુખી થવા કરતાં, આપના શિષ્યપદની વિપત્તિ વેઠવામાં અમને સુખ દેખાય છે.

ઋક્ષ

ભગવતી! અમારો નિશ્ચય અમે ધેનુની માફક ખીલે બાંધ્યો છે. એ છુટે એમ નથી. આપ ક્યારે જવાનાં છો તે કહો.

લોપામુદ્રા [ મલકમાં ]

ઠીક. સૂર્યોદયે, આ પાછળના ઘાટથી હું હોડીમાં જવાની છું ત્યારે આવી પહોંચજો. જાઓ, હવે તૈયારી કરો.

ઋક્ષ [ હસી હસીને ]

અમારા બીજા મિત્રો આવવાના છે તેનું કેમ ?

લોપામુદ્રા

તમને પાંચેને સોંપ્યું. જે આવે તેને સાથે લેજો. પણ બધાને ચેતવણી આપજો. મારી સાથે આવીને પસ્તાયા વિના રહેવાના નથી.

[ ગય તૃત્સુ હાંફ્લો ફાંફ્લો આવે છે ]

ગય તૃત્સુ

રાજન્! રાજન્!—

દિવોદાસ

શું છે? શું છે?

ગય

વિશ્વરથે આજ્ઞા કરી છે કે ભરત માત્રે કાલે અહીંઆંથી પ્રયાણ કરવું.

[ બધા ચમકે છે અને ચિંતાતુર બની જોઈ રહે છે. ]

દિવોદાસ [ ચમકીને ]

શું ?

લોપામુદ્રા

હું જાણતી હતી કે પુત્રક કૈંક એવું ભયંકર કરશે જ.

દિવોદાસ

પણ લોપામુદ્રા, આ તો —

લોપામુદ્રા

સવાર પહેલાં શામ્બરી આપી દેવાની મૈત્રાવરુણે આજ્ઞા કરી એ બહુ ખોટું કર્યું.

દિવોદાસ

વિશ્વરથ પણ ગાંડો થયો છે. [ ગયને ] જા, પ્રતર્દનને બોલાવ.

ગય

રાજન્! ગુરુદેવે પોતે એને મળવા જવાની આજ્ઞા કરી છતાં એ મળ્યા વગર ચાલી ગયો.

દિવોદાસ

મુનિ ક્યાં છે? [ જવા માંડે છે ]

ગય

અગ્નિશાલામાં.

દિવોદાસ [ ગંભીર ]

લોપામુદ્રા! કૈં પણ કરીને વિશ્વરથને જતો અટકાવો. – ને જોઈએ તો મુનિને સમજાવો – તમારા જતાં પહેલાં.

લોપામુદ્રા [ જતાં, જતાં ]

ના. [ નીસાસો નાંખી ] મહર્ષિ મારું નહીં માને. તેમાં તો હું જાઉં છું.

દિવોદાસ

માનશે, માનશે.

લોપામુદ્રા [ નીસાસો નાંખીને ]

ઠીક જોઈશું.

[ બંને જાય છે ]

[ પડદો પડે છે. ]

# પ્રવેશ બીજો.

[ સમય: બે ઘડી પછીનો.

સ્થલ: દિવોદાસ અતિથિગ્વનો હર્મ્ય.

હર્મ્યના વાડાની આસપાસ લાકડાના થાંભલાની વાડ છે. અંદર પેસતાં એક તરફ અશ્વશાલા છે અને બીજી તરફ ગૌશાલા. ગૌશાલાની બાજુ પર અજશાળા છે. વચ્ચે ત્રણ માળનો હર્મ્ય છે. ભોંયતળીયું પથ્થરનું છે, પહેલો માળ લાકડાનો છે ને બીજો વાંસનો છે. હર્મ્યની બે બાજુ પક્ષ, એટલે ઓસરીઓ છે.

હર્મ્યની પાછળ જુદી જુદી પર્ણકુટીઓ છે, અને પાછળ સરસ્વતીને લગોલગ ઉદ્યાન આવેલું છે. ત્યાં અવસથ આવેલો છે. તે એક લાકડાનું નાનું ઘર છે, અને અતિથિઓ માટે રાખ્યું છે. તેમાં લોપામુદ્રાને ઉતારો આપવામાં આવ્યો છે.

હર્મ્યમાં દાખલ થતાં પહેલાં સદસ્–બેસવાનો ઓરડો આવે છે. એક તરફ હવિર્ધાન, એટલે હવિ રાખવાનો ઓરડો છે અને બીજી તરફ પત્નીસદન, સ્ત્રીઓનો ખંડ છે. સામું અગ્નિશાલા છે ત્યાં નિરંતર અગ્નિ બળે છે. ત્યાં ચારે તરફ બાજઠો મુકવામાં આવ્યા છે.

અગ્નિશાળામાં એક તરફ અગસ્ત્ય ધ્યાનમાં બેઠા છે. એનું મુખ સખત ને નિશ્ચલ છે. તે ધ્યાનમાંથી જાગે છે, આંખ ઉઘાડે છે, ધીમેથી ઉઠે છે ને મંત્ર ભણીને અર્ધ્ય આપે છે. પછી તે ચો તરફ જુએ છે. ]

**અગસ્ત્ય**

કોઈ છે કે ?

[ રોહિણી, અગસ્ત્યની પુત્રી આવે છે. તે વીશ વર્ષની, સુંદર અને ડાહી દેખાતી યુવતી છે. તેના મુખ પર ગાંભીર્ય છે. ]

રોહિણી

કોઈ નથી. શું કામ છે ?

અગસ્ત્ય

તું ક્યાંથી ?

રોહિણી

હું પત્નીસદનમાંથી આપણે આશ્રમે જતી હતી.

અગસ્ત્ય

ગૌતમ ક્યાં છે ?

રોહિણી

પિતાજી ! એને મેં કામે મોકલાવ્યો છે.

અગસ્ત્ય

પ્રતર્દન આવ્યો ?

રોહિણી [ ધીમે અવાજે ]

એણે આવવાની ના પાડી.

[ ખેદથી અને સ્નેહથી જોઈ રહે છે. ]

અગસ્ત્ય [ ભ્રૂભંગ કરીને ]

અતિથિગ્વ ક્યાં ?

રોહિણી

મહર્ષી લોપામુદ્રાની જવાની તૈયારી કરાવે છે.

અગસ્ત્ય

ક્યારે જાય છે ?

રોહિણી

કાલે સવારે.

અગસ્ત્ય [ જરાક સ્નેહભર અવાજે ]

અને તું પિતાની રક્ષા કરવા ઉભી છે ?

રોહિણી [ હેતથી ]

પિતાજી ! તમે થાકી ગયા છો. ચાલો આપણે આશ્રમે.

અગસ્ત્ય [ નરમ પડીને ]

વત્સે ! મને થાક ખાવાની આજ્ઞા નથી–મારા દેવની–પ્રતર્દને શું કહાવ્યું ?

રોહિણી [ ખંચાતાં ]

બધા ભરતો—કાલે સવારે તૃત્સુગ્રામ જવાની તૈયારી કરે છે.

અગસ્ત્ય [ ભવાં સંકોચી, ઉગ્રતાથી ]

શું ?

રોહિણી [ ધીમેથી ]

વિશ્વરથે આજ્ઞા કરી છે.

અગસ્ત્ય

[ આંખમાં અંધારાં આવ્યાં હોય તેમ જોઈ રહે છે. મુખ રેખાઓમાં વેદના જણાય છે ] દેવ ! [ તરત સ્વસ્થ બની, સખ્તાઈથી ] રોહિણી ! તું જા.

રોહિણી [ મમતાભર્યા, કાંપતા અવાજે ]

પિતાજી !

અગસ્ત્ય

[ ધ્રુજતે હોઠે સંયમ રાખી રહેવાનો પ્રયત્ન કરતાં–ગુસ્સામાં ] જા !

રોહિણી

[ જતી નથી. અગસ્ત્યને વાંસે હાથ મુકીને ખિન્નતાથી ] મારી સાથે આટલો ક્રોધ હોય ?

અગસ્ત્ય [ જોઈ રહે છે ]

એ તો મારો...[ સંયમ મેળવી ] તું જા !

રોહિણી

પિતાજી ! એને જતો અટકાવવો જોઈએ.

અગસ્ત્ય [ ભયંકર રીતે ]

એ જાય, એટલે સપ્તસિંધુમાં આગ ઉઠે. [ મુંગો બની જોયા કરે છે. ]

રોહિણી [ થોડીવારે ધીમેથી ]

જાય પણ ખરો. એ જીદ્દે ચઢ્યો છે.

અગસ્ત્ય [ ગુંગળાઈને ઉંચું જોઈ ]

જો એ જાય-જો એ જાય તો મારું કર્યું કારવ્યું નિરર્થક થયું. [ નિશ્ચયથી ] દેવની આજ્ઞા આવી—

રોહિણી [ બીકથી ]

શી ?

અગસ્ત્ય [ ગંભીર્યથી ]

કે અગસ્ત્યે યમલોક જવું.

રોહિણી [ ગભરાઈ જઈ ]

પિતાજી ! શું કહો છો ?

અગસ્ત્ય [ અડગતાથી, પણ હેતથી ]

બેટા ! આર્યોને એક કરવા હું જીવું છે. એ કામ ન થાય તો હું કેમ બેસી રહું ? [ શુષ્ક રીતે હસે છે ]

રોહિણી [ કરગરીને ]

પિતાજી !—

અગસ્ત્ય [ દુઃખથી પણ દઢતાથી ]

બેટા ! જા, એ મારી પ્રતિજ્ઞા છે.

રોહિણી [ અવાજમાં આંસુ સાથે ]

વિશ્વરથને સમજાવવાનો એક પ્રયત્ન તો કરો.

અગસ્ત્ય

ગઈ કાલે મેં છેલ્લો પ્રયત્ન કર્યો—છેલ્લી આજ્ઞા કરી. જો એ તે તોડે તો મારે એનું પુરોહિત પદ નથી જોઈતું—ને જીવવુંએ નથી.

રોહિણી [ નિરાશાથી ]

તમે બંને જીદ્દી છો.

અગસ્ત્ય

પિતા વરુણની આજ્ઞા કેમ તોડાય ? [ વાત બદલી, દૃઢતાથી ] જા.

રોહિણી

અહીં તમને કેટલી વાર લાગશે ?

અગસ્ત્ય

ઘણી.

રોહિણી

હું આવું પછી આપણે સાથે જ આશ્રમે જઈશું.
[ જાય છે ]

અગસ્ત્ય [ આક્રંદ કરી ]

પિતા ! દેવવરુણ ! શી આજ્ઞા છે ?

[ થોડીવાર ઉંચે જોઈ રહે છે. પછી તે આંખ મીંચી બે હાથ તે પર ઢાંકી દે છે. પલવાર તે નીચું માથું રાખી ભગ્નાશ બેસી રહે છે. લોપામુદ્રા આવે છે. તેણે અત્યારે ખભાપર શાલ નથી નાખી એટલે લુગડામાંથી તેનું ભયંકર સૌંદર્ય નીતરે છે. તે આવે છે અને આંખો ઠારી અગસ્ત્યને જોયા કરે છે. એકદમ અગસ્ત્ય ઉંચું જુએ છે ને ચમકે છે. ]

અગસ્ત્ય [ તિરસ્કારયુક્ત અવાજે ]

ભારદ્વાજી ! પધારો. [ ટાઢાશથી ] કેમ ?

લોપામુદ્રા [ મજાકમાં ]

મહર્ષિવર્ય ! હું આજ્ઞા માગવા આવી છું.

અગસ્ત્ય

શી ?

લોપામુદ્રા

હું કાલે સવારે મારે આશ્રમે જાઉં છું.

અગસ્ત્ય

એમ ?

લોપામુદ્રા [ મજાકમાં ]

આપના જેવા મહર્ષિને શું ? હું અહીંઆ હોઉં કે કોઈપણ જગ્યાએ.

અગસ્ત્ય [ નછુટકે ]

નદી વાટે ?

લોપામુદ્રા

જી હા. [ હસીને ] એક વાત પુછું ? [ અગસ્ત્ય ડોકા વડે હા કહે છે ] વિશ્વરથને કરેલી આજ્ઞા પાછી ખેંચી લો તો કેવું !

અગસ્ત્ય [ કટુતાથી ]

વિશ્વરથ બહુ વહાલો છે, નહીં ?

લોપામુદ્રા

આપણાં બંનેનું વહાલ એનામાં ભેગું મળ્યું છે. રોષ વીસરી જાઓ, અને એને જેમ હૈયામાં સમાવ્યો હતો તેમ ફરી સમાવો.

અગસ્ત્ય

તકરારનું મૂલ શામ્બરી છે. એને કહો કે એ દસ્યુકન્યાને છોડી દે.

લોપામુદ્રા [ મજાકમાં ]

મૈત્રાવરુણ ! સ્ત્રીને ભાગ્યે તકરાર કરાવવાનું જ કેમ લખ્યું હશે ?

અગસ્ત્ય [ તિરસ્કારથી ]

તમને ખબર. તમારે લીધે પણ તકરાર થતી હશે ને.?

લોપામુદ્રા [ ગંભીર બનીને ]

ના. મહર્ષિ! મારે લીધે તકરાર થતી નથી. હું કોઈના હૈયામાં સમાઈ નથી. હું વિહરૂં છું મરુતોની માફક–મારી મરજી પ્રમાણે.

અગસ્ત્ય [ ભ્રૂભંગથી ]

આ વાત જુદી છે.

લોપામુદ્રા [ ખેદથી ]

કઈ?

અગસ્ત્ય

શામ્બરીની.

લોપામુદ્રા

કોઈ એને બીચારીને તો પુછતું જ નથી.

અગસ્ત્ય

યુદ્ધમાં જીતેલી સ્ત્રી તે તો ધેનુઃ જ્યાં મોકલીએ ત્યાં જાય.

લોપામુદ્રા

મૈત્રાવરુણ! વિશ્વરથ ખાતર એણે પિતાને મરવા દીધો. એને હવે તે પરહસ્તે કેમ જવા દે?

અગસ્ત્ય

એને છોડી દીધા વિના વિશ્વરથને છુટકો નથી.

લોપામુદ્રા [ મલકમાં ]

સ્ત્રી એ એના સ્વામિની. નહીં?

અગસ્ત્ય [ ગુસ્સામાં ]

ભરતશ્રેષ્ઠ દાસની દુહિતાને રાણી બનાવે!

લોપામુદ્રા [ મજાકમાં ]

દાસીઓ કોણ નથી રાખતું ?

અગસ્ત્ય [ સખ્તાઈથી ]

ભારદ્વાજી ! આર્યોની પત્ની આર્યા જ હોય. એનાં જ સંતાનો દેવને અર્ઘ્ય દઈ શકે.

લોપામુદ્રા

અગસ્ત્ય ! હું આર્યોથી અજાણી નથી. કેટલા આર્યો વિશ્વરથ જેવા પત્નીપરાયણ છે? અને કેટલા આર્યો દસ્યુકન્યા ઉગ્રા જેવા પતિત છે?

અગસ્ત્ય

આર્યોના આદર્શો જે હું માનું છું તેનાથી તમે અજાણ છો. ભરત દાસીને મહિષી સ્થાપે એ તો બુદ્ધિભ્રંશની અવધિ.

લોપામુદ્રા

એમાં બુદ્ધિભ્રંશ શો ? અનેક આર્યા કરતાં ઉગ્રા સ્નેહાલ ને શુદ્ધહૃદયી છે.

અગસ્ત્ય

ભારદ્વાજી ! કૌશિક મારો પુત્ર છે; એને ચક્રવર્તી જોવા હું ઝંખું છું. એના પુરોહિત થવામાં ઈંદ્ર ને મિત્રાવરુણની મેં આજ્ઞા માની છે. આર્યશ્રેષ્ઠના પદથી હું એને પડવા દેવાનો નથી. કહી રહ્યાં ?

લોપામુદ્રા

મહર્ષિ ! ગુરુને શબ્દે એ પણ પ્રાણ છોડે એવો છે. પણ એની પ્રાણદાયિનીનો વિધ્વંસ કરાવવામાં મને દેવોની આજ્ઞાનું ઉલ્લંઘન જણાય છે.

અગસ્ત્ય

જ્યાં સુધી મૈત્રાવરુણ છે ત્યાં સુધી આર્યોના અમિત્રોને આર્યત્વ કલંકિત નહીં કરવા દઉં.

લોપામુદ્રા

શા માટે? શા માટે અગસ્ત્ય? મેં મંત્રબલે શમ્બરને વશ કર્યો હતો. જે મઘવા તમને પ્રેરે તે દાસોને ન પ્રેરી શકે? જે રાજા વરુણ આપણને ઉદ્ધારે તે એ અધમોને ન ઉદ્ધારી શકે? દેવોના પ્રતાપની પાળ કોણ બાંધે?

અગસ્ત્ય [ કંટાળીને ]

ભલે એ ગુરુની આજ્ઞા તોડે.

લોપામુદ્રા

અવિનય ક્ષમા કરો. પણ વરુણનાં વ્રત ગુરુનાં વચનથી વધારે આદરણીય નહીં?

અગસ્ત્ય [ તિરસ્કારથી ]

વિશ્વરથને કોની પ્રેરણા છે તે હું જાણું છું.

લોપામુદ્રા

અગસ્ત્ય! વિશ્વરથને આવાહને દેવ આવે છે. એ તો વિપ્ર થવા સરજાયો છે. એને કોઈ બીજાની પ્રેરણાની જરૂર નથી.

અગસ્ત્ય

તમે બધાં એને બગાડો છો.

લોપામુદ્રા

અગસ્ત્ય! એ વિચક્ષણ થતો જાય છે. કોઈ દહાડો એ ગુરુની — આપણી બંનેની — કીર્તિ વધારશે.

અગસ્ત્ય

આપણી?

લોપામુદ્રા

એનાં આચાર, વિચાર ને કીર્તિનાં માતપિતા તો હું ને તમે—

અગસ્ત્ય [ ચમકે છે. હોઠ કરડી ]

હમણાં કલંકિત ન કરે તો સારું.

[ જવા જાય છે. લોપામુદ્રા એક ડગલું આગળ વધીને એને રોકે છે ]

લોપામુદ્રા [ખેદથી ]

મૈત્રાવરુણ ! જાઓ તે પહેલાં મારે પુછવું છે.

અગસ્ત્ય

શું ?

લોપામુદ્રા

તમે મારી સાથે શા સારુ બોલતાં અચકાઓ છો ? મેં શાં પાપ કર્યાં છે ?

અગસ્ત્ય [ક્રૂરતાથી ]

ભારદ્વાજી ! આખું જગત તમારી સાથે બોલવા તલપી રહ્યું છે છતાંય ઓછું પડે છે ?

લોપામુદ્રા [ હસીને ]

હા. જેની જોડે બોલવા માગું છું તે મારી સાથે બોલતા નથી. મારામાં એવું શું છે કે તમને નથી ગમતું ?

અગસ્ત્ય

[ થોડીવાર ક્રોધથી જોઈ, ન છુટકે, ધીમેથી ]

તમારાથી હું ભડકું છું.

લોપામુદ્રા

[ નયનો મોટાં કરી, તેજ વર્ષાવતાં ]

હૈયું ખોવાઈ જવાનો ડર લાગે છે ?

અગસ્ત્ય [તિરસ્કારથી ]

ના. તમને નિરાશ કરવાનો ડર લાગે છે.

લોપામુદ્રા [ એકદમ ઉમળકાથી ]

મૈત્રાવરુણ ! ભય તો મને લાગે છે. અત્યાર સુધી જ્યાં ગઈ છું ત્યાં પુરુષોએ મને હૈયાં સમર્પ્યાં છે; અને મેં વિના મૂલ્યે લીધાં છે.

આજે હું મૂલ્ય આપવા તૈયાર છું ત્યારે તમે હૈયું આપતા નથી. શા માટે નિર્દય થાઓ છો?

અગસ્ત્ય

તમે ધૃષ્ટ છો.

લોપામુદ્રા

સમોવડીયું કોઈ આવે ત્યારે પહેલાં તો ધૃષ્ટ જ લાગે.

અગસ્ત્ય [ જતાં, તિરસ્કારથી ]

હું તમારો સમોવડીઓ કેમ થાઉં?

લોપામુદ્રા

સમોવડ તો દેવ સર્જે છે. ઇચ્છાથી કૈં થવાય?

અગસ્ત્ય

બહુ નથી થયું?

લોપામુદ્રા

ના. મેં મારું વ્રત છોડી દીધું છે. સ્નેહ સ્વીકારવાનો છોડી હું જીતવા બેઠી છું.

અગસ્ત્ય

ત્યારે કહી દઉં? તમારા પ્રયત્નો નિષ્ફલ જવા સર્જાયા છે.

લોપામુદ્રા [ વિજયથી હસીને ]

ના. આજે બે મહીના થયાં હું જોતી આવી છું. [ ભાર દઈ ] ના.

અગસ્ત્ય [ તિરસ્કારથી ]

હું આપના જેવા મહર્ષિને શું કહી શકું?

લોપામુદ્રા [ હસીને ભીની આંખે ]

વખત આવે કહી શકાશે – જરૂર કહી શકાશે. હાલ તો મારે આશ્રમે જાઉં છું. દેવ આપનું તપ વધારે ને હૈયામાં અગ્નિ રેડે – એ જ યાચના. આજ્ઞા. [ નીચું જોઈ હસી, લુગડું સંકોરી ચાલી જાય છે ]

અગસ્ત્ય

[ગાંડા જેવો જોયા કરે છે. પછી ભ્રૂભંગ કરે છે. હૃદય ચીરાતું હોય તેમ]

નિર્મર્યાદ—

[ પડદો પડે છે ]

આજે હું મૂલ્ય આપવા તૈયાર છું ત્યારે તમે હૈયું આપતા નથી. શા માટે નિર્દય થાઓ છો ?

અગસ્ત્ય

તમે ધૃષ્ટ છો.

લોપામુદ્રા

સમોવડીયું કોઈ આવે ત્યારે પહેલાં તો ધૃષ્ટ જ લાગે.

અગસ્ત્ય [ જતાં, તિરસ્કારથી ]

હું તમારો સમોવડીઓ કેમ થાઉં ?

લોપામુદ્રા

સમોવડ તો દેવ સર્જે છે. ઇચ્છાથી કેં થવાય ?

અગસ્ત્ય

બહુ નથી થયું ?

લોપામુદ્રા

ના. મેં મારું વ્રત છોડી દીધું છે. સ્નેહ સ્વીકારવાનો છોડી હું જીતવા બેઠી છું.

અગસ્ત્ય

ત્યારે કહી દઉં ? તમારા પ્રયત્નો નિષ્ફલ જવા સર્જાયા છે.

લોપામુદ્રા [ વિજયથી હસીને ]

ના. આજે બે મહીના થયાં હું જોતી આવી છું. [ ભાર દઈ ] ના.

અગસ્ત્ય [ તિરસ્કારથી ]

હું આપના જેવા મહર્ષિને શું કહી શકું ?

લોપામુદ્રા [ હસીને ભીની આંખે ]

વખત આવે કહી શકાશે—જરૂર કહી શકાશે. હાલ તો મારે આશ્રમે જાઉં છું. દેવ આપનું તપ વધારે ને હૈયામાં અમિ રેડે—એ જ યાચના. આજ્ઞા. [ નીચું જોઈ હસી, લુગડું સંકોરી ચાલી જાય છે ]

અગસ્ત્ય

[ગાંડા જેવો જોયા કરે છે. પછી ભ્રૂભંગ કરે છે. હૃદય ચીરાતું હોય તેમ]

નિર્મર્યાદ—

[ પડદો પડે છે ]

# અંક બીજો

[ વિશ્વરથના હર્મ્યની અગ્નિશાલા દિવોદાસની અગ્નિશાલા જેવી જ છે. ફેર માત્ર એટલો જ છે કે વેદિ ઘણી મોટી છે, અને ચારે તરફ મુકેલી સુવર્ણમય બાજઠો ભરતોની સમૃદ્ધિની સાખ પુરે છે. પ્રતર્દન અને જમદગ્નિ વાત કરતા આવે છે. ઔર્વ ઋચીકનો પુત્ર જમદગ્નિ પ્રચંડ, સ્વરૂપવાન સરલ લાગતો યુવક છે. એણે મૃગચર્મ પહેર્યું છે. એ ધીમે ધીમે, વિચાર કરતો હોય તેમ બોલે છે. બંને ચિંતાગ્રસ્ત છે. ]

સેનાપતિ પ્રતર્દન

ઔર્વ ! ભુલ થાય છે, આપણી ભુલ થાય છે.

જમદગ્નિ

પણ તું હમણાં તો મક્કમ હતો !

સેનાપતિ પ્રતર્દન

ભાઈ! મેં તો રણ ખેલી જાણ્યું છે, રાજ્ય ખટપટ નથી કરી જાણી. જ્યારે ભરતશ્રેષ્ટે ચાલી નીકળવાની આજ્ઞા કરી ત્યારે મને તો એક જ ખ્યાલ હતો—

જમદગ્નિ

શો ?

સેનાપતિ પ્રતર્દન

—કે ભરતોનું અપમાન થાય છે. જો માત્ર અપમાનની વાત હોત તો હું પાછું વાળી જોત નહીં. પણ આ તો મોટી વાત થઈ પડી. કાલે આપણે જઈએ એટલે અગસ્ત્ય પુરોહિતપદ છોડે—

જમદગ્નિ

મને પણ એમ જ લાગે છે.

સેનાપતિ પ્રતર્દન

—તૃત્સુઓ જોડે વિગ્રહ થાય, જો કે તેનાથી હું ડરતો નથી, પણ ભરતોનું શું ? ભરતશ્રેષ્ઠ [ ધીમે અવાજે ] શામ્બરીને મહિષી કરે તે લોકો કેમ સાંખશે ? મને શું ખબર કે વાત છેક આટલી એ વધારી મુકશે.

જમદગ્નિ

કર્દમ શું કહે છે ?

સેનાપતિ પ્રતર્દન

હમણાં અહીંઆં આવશે. એ તો ફફડી ઉઠયો છે. [ કાનમાં ] શમ્બરનો દૌહિત્ર ભરતોનો રાજા થાય તે કોઈ નહીં સાંખે. ભરતો માંહોમાંહ્ય કપાઈ મરશે.

જમદગ્નિ

એમ લાગે છે ?

સેનાપતિ પ્રતર્દન

હા. પણ ભરતશ્રેષ્ઠ કેમ છે ?

જમદગ્નિ

આજે ચાર દહાડા થયા છે તેમ જ એકલો ફરે છે કે દેવને આરાધે છે. એક પલ આંખ મીંચતો નથી. બહુ થાય તો શામ્બરીને જઈ પંપાળે છે.

સેનાપતિ પ્રતર્દન

એ કેમ છે ?

જમદગ્નિ

પ્રતર્દન ! એ તો કૌશિક પર નયનો ઠારીને બેઠી છે. એની આંખો વાટે એનો જીવ વહી જતો હોય એમ લાગે છે.

સેનાપતિ પ્રતર્દન

જબરી છોકરી છે.

જમદગ્નિ

આર્યા હોત તો નીરાંત થાત.

કર્દમ [ બહારથી ]

સેનાપતિરાજ ! હું આવું કે ?

[ કર્દમ, એક વૃદ્ધ ભરત, ખાંસી ખાતો આવે છે. તેણે હાથમાં લાકડી લીધી છે અને ખભે એક જાડી શાલ નાંખી છે. થોડાક સફેત વાળવાળા અને અડધા ટાલવાળા માથાથી છોલેલા નાળીએરનો ખ્યાલ આવે છે. ]

સેનાપતિ પ્રતર્દન

આવો મઘવન ! હજી તમારો દમ મટયો નહીં.

કર્દમ

એ તો હવે યમસદન સુધીનો સાથી છે. [ મહેનતથી નમસ્કાર કરી ] ભાર્ગવ ! મારા પ્રણામ.

જમદગ્નિ

સો વર્ષો જીવો ! બેસો કર્દમ. [ જેમ તેમ કરતા કર્દમ બેસે છે અને તેની સાથે બીજા બંને પણ બેસે છે. ]

કર્દમ

કૌશિક ક્યાં છે ?

જમદગ્નિ

બહાર ફરતા હશે; હમણાં આવશે. બોલો.

કર્દમ [ ડોકું ધુણાવી ]

ભાઈ ! હું રહ્યો ઘરડો માણસ. મારી બુદ્ધિ હવે ઘરડી થઈ. પણ [ ખાંસી ખાય છે ] સાચું કહું ? આ વાત મારા મગજમાં આવતી નથી.

જમદગ્નિ

એમ ?

કર્દમ

ભરતો કોઈ દહાડો દસ્યુકન્યાને મહિષી થવા દેવાના નથી.

સેનાપતિ પ્રતર્દન

ત્યારે આ બધો ઝઘડો નકામો જ કેની ?

કર્દમ

ભાઈ લઢવું હોય તેટલું લઢો. ઈંદ્ર તમને વિજય દે. પણ અમારાં કુલ તો નિષ્કલંક રહેવા દો. [ ખાંસી ખાઈને ] ઉં – હું. આ વાત તો નહીં બને.

સેનાપતિ પ્રતર્દન

મને તો લાગતું જાય છે કે ગુરુદેવની વાત ખરી છે.

કર્દમ

ભાઈ ! એ ગુરુને પ્રતાપે આજે ભરતો બધાથી શ્રેષ્ઠ થઈ બેઠા છે.

જમદગ્નિ

પણ એ બધી વાત ગુરુએ કૌશિકને કાલે કરી. એમણે તો એમ પણ કહ્યું કે જે ભરતો આજે તૃત્સુઓને દેશે વિશ્વરથને પડખે છે તે જ એને પદભ્રષ્ટ કરી, એને અને શામ્બરીને જીવતાં મારી નાંખશે. અને પ્રતર્દનનું નામ પણ દીધું.

સેનાપતિ પ્રતર્દન [ લુખું હસીને ]

મારું ! ગુરુ પણ ગાંડા થયા છે !

જમદગ્નિ

વિશ્વરથે એમ જ કહ્યું.

સેનાપતિ પ્રતર્દન

પછી ?

જમદગ્નિ

ભગવાને કહ્યું : પુત્રક ! તને ભાન નથી. આજે પ્રતર્દન દુશ્મનો વચ્ચે છે, ને તને પોતાનો રાજન્ ગણે છે. એ તારી આજ્ઞા પર જીવે છે. એને ભરતગ્રામ જવા દે—એનાં સંતાનોની માતાને મળવા દે —એની વૃદ્ધ માતાના બોલો સાંભળવા દે—પછી, પ્રતર્દન તારો નથી રહેવાનો, ભરતકુલનો થઈને રહેશે. ને જે હાથે તને ઉછેર્યો છે તે હાથે તારો જીવ લેશે.

સેનાપતિ પ્રતર્દન

મારી માતા તો જરૂર મને ખાઈ જશે.

જમદગ્નિ

ગુરુએ કહ્યું કે ભરતગ્રામની ધુળ તને ગુંગળાવી તારો પ્રાણ લેશે.

કર્દમ

વાત બરોબર છે. પણ કૌશિકે શું કહ્યું ?

જમદગ્નિ

એને તો એક જ વાત છે. દેવોની આજ્ઞા શામ્બરીને પત્ની બનાવવાની છે.

સેનાપતિ પ્રતર્દન [ કંટાળી જઈને ]

દેવો પણ ગમે તેમ આજ્ઞા આપ્યા જાય છે તો !

જગદગ્નિ

એવું ન કહીએ. દેવો કોપશે.

સેનાપતિ પ્રતર્દન [ ગુંચવાઈ ]

પણ ત્યારે કરવું શું ?

કર્દમ [ માથું હલાવીને ]

આ વાતમાં મને બીજો રસ્તો જ દેખાતો નથી – શામ્બરી છોડયા શીવાય.

જમદગ્નિ

મને તો એક રસ્તો દેખાતો નથી. દરેક વાતમાં મને તો ન્યાય જણાય છે.

સેનાપતિ પ્રતર્દન

મહાઅથર્વણ હોત તો નીરાંત થાત.

જમદગ્નિ

મને શું ખબર કે કાલે ગુરુ શિષ્ય આમ વઢી પડશે ?

સેનાપતિ પ્રતર્દન

પણ તૃત્સુઓ હવે વેઠાય એમ નથી.

કર્દમ

તેની કોને ના છે ? પણ આ તો ત્રીજી જ વાત થવા બેઠી છે.

[ ખાંસી ખાય છે. કોઈનાં પગલાં સંભળાય છે. ]

જમદગ્નિ

શ—શ—શ. વિશ્વરથ આવ્યો.

[ વિશ્વરથ આવે છે: બાવીશ પચ્ચીશ વર્ષનો સુંદર યુવક, અસ્ત થએલી તેજસ્વિતામાં અસ્ત સૂર્ય સમો લાગતો. તે અત્યારે સુકાઈ ગયો છે. અસ્વાભાવિક તેજથી ચમકતી કોઈ રોગિષ્ટની આંખો હોય એવી એની લાગે છે. એના મુખપર ચિંતા દેખાય છે—રખેને કોઈને એ દુભવે. એ

બેધ્યાન હોય, બધાથી અણુતણુ હેઠ તેતો હોય, સાંભળતો હોય, એમ થોડી થોડીવારે વર્તે છે. તે આવે છે; કોઈની તરફ જોયા વિના અગ્નિકુંડમાં જોઈ રહે છે. જમદગ્નિ, પ્રતર્દન ને કર્દમ હસા પછ જાય છે. ]

સેનાપતિ પ્રતર્દન [ વિશ્વરથની પાસે આવી ]

ભરતશ્રેષ્ઠ ! આ કર્દમ મઘવન્ આવ્યા છે.

કર્દમ [ જરા પાસે આવીને ]

કૌશિક ! રાજન્ ! કેમ છો ? મને થયું કે લાવ જરા મળી આવું.

વિશ્વરથ [ સ્નેહાળ અવાજે ]

મને સમજાવવા આવ્યા છો ?

કર્દમ [ ગુંચવાઈ જઈ ]

ના—ના—એ તો જરા વાત કરવા.

વિશ્વરથ [ ચિત્ત ઠેકાણે લાવી ]

ખુશીથી. બોલો શી આજ્ઞા છે ? [ બધા બેસે છે. વિશ્વરથ નીચું જોઈ બેધ્યાન બને છે. ]

કર્દમ [ ખંચાઈને ]

કાલે જવાનું નક્કી છે ?

વિશ્વરથ [ બેધ્યાનપણામાંથી જાગીને ]

શું કહ્યું ? જવાનું ? હા. [ બધા તરફ જોઈ પાછો બેધ્યાન બને છે. ]

કર્દમ [ ખાંસી ખાઈ ]

હં—હં. ગુરુ તો ગુસ્સે જ રહેવાના ?

વિશ્વરથ [ પાછો ધ્યાન લાવીને ]

હેં ! ગુરુ ! [ કરમાઈને ] કર્દમ ! મને સમજાવી શું કરશો ? ભગવાન મૈત્રાવરુણની વાણી ને બુદ્ધિ કોનામાં છે ? અને તે પણ મને સમજાવી શક્યા નથી.

કર્દમ [ ગુંચવાઈને ]

ના—ના. પણ અમે સમજાવવા નથી આવ્યા.

વિશ્વરથ [ દયામણી રીતે ]

મારા ઉપર દયા રાખો. હું એટલું જ માગું છું. મેં બધું સાંભળ્યું છે. પણ મને દેવની આજ્ઞા સંભળાય છે. [ પાછો બેધ્યાન બને છે. ઋક્ષ આવે છે. ]

ઋક્ષ

મુનિઓમાં શ્રેષ્ઠ એવા ભગવાન્ વસિષ્ઠ આવે છે. આ આવ્યા !

વિશ્વરથ [ ચમકીને ]

ઓહો !

[ બધા ઉભા થાય છે, અને વિશ્વરથ આગળ જાય છે. વસિષ્ઠ આવે છે. તે અગસ્ત્યના ભાઈ છે એ રંગ, સ્વરૂપ ને ચાલવાની રીતમાં જણાઈ આવે છે. પણ તેના જેવાં પ્રતાપ ને સખ્તાઈ દેખાતાં નથી; પૂર્ણિમાનો હોય એવો વિશુદ્ધિનો શાંત, સાત્વિક ને સૌમ્ય પ્રકાશ એમને વીંટી રહ્યો છે. પણ પૂર્ણિમા કાર્તિકી—જોનાર કળી જાય છે. એનું હાસ્ય વિદ્યાભ્યાસમાં ડુબી રહેલાનું હોય એવું છે. ]

વસિષ્ટ [ હસીને ]

વિશ્વરથ છે કે ?

વિશ્વરથ

મુનિવર્ય ! વંદું છું. [ પગે પડે છે. ]

જમદગ્નિ

મહર્ષિ ! મારા પણ—

[ પગે પડે છે. પ્રતર્દન ને કર્દમ પણ પગે પડે છે ]

વસિષ્ટ

વત્સો ! શત શરદ જીવજો. બેસો. [ બધા બેસે છે. ]

વિશ્વરથ

[ મહામહેનતે ચિત્ત ઠેકાણે રાખી ]

મુનિવર્ય ! આવ્યા તે કૃપા કરી. બોલો, આજ્ઞા કરો !

વસિષ્ટ

વિશ્વરથ ! મારે તારી જોડે વાત કરવી છે – ખુલ્લે દીલે. અત્યાર સુધી મેં તારું મન જાણ્યું નથી. મને જણાવશે ?

વિશ્વરથ [ ખેદથી ]

ખુશીથી. આ બધા અંગના માણસો છે. પુછો—જે પુછવું હોય તે. [ નીચું જુએ છે. ]

વસિષ્ટ [ ભાવવિહીનતાથી ]

તું શું કરવા બેઠો છે તેની તને ખબર છે ?

વિશ્વરથ [ ઉંચું જોઈ, ધીમેથી ]

હા.

વસિષ્ટ

ભગવાન્ અગસ્ત્ય તને છોડી જશે—

વિશ્વરથ [ દયામણી રીતે ]

માત્ર એ ભયે હું દેવની આજ્ઞા કેમ લોપું ?

વસિષ્ટ

—તૃત્સુઓ જોડે વેર થશે તો ?

વિશ્વરથ [ ફીકકું હસીને ]

એ પણ ભય જ ને—

વસિષ્ટ

—તારી ઘોષાસા પ્રાણ છોડશે તો ?

વિશ્વરથ [ અવાજમાં શ્રદ્ધા આવે છે ]

એ રાગે કે દેવાજ્ઞા ઉથાપાય ?

વસિષ્ટ

—ને ભરતો — [ પ્રતર્દનને જોઈ અટકે છે. ]

વિશ્વરથ [ આંખો ચમકે છે ]

—પદભ્રષ્ટ કરે તો ! મારી નાંખે તો ! [ પ્રેરણાભર્યે અવાજે ] મુનિવર્ય ! મુનિવર્ય ! મને રાજ્યપદનો મોહ નથી. મને જીંદગી વહાલી નથી.

વસિષ્ટ [ હસીને ]

પણ ત્યારે શાનો મોહ લાગ્યો છે ? દસ્યુકન્યાનો ?

વિશ્વરથ

ના. [ વિજયથી ઉંચું જોઈ ] કહું ? મને મોહ લાગ્યો છે મારા દેવની આજ્ઞાનો.

વસિષ્ટ [ દૃઢતાથી ]

દેવો આવી આજ્ઞા કરે નહીં !

વિશ્વરથ [ કાંપતે સ્વરે ]

કરે છે ! કરે છે ! ઘડીએ ને પલે—

વસિષ્ટ

શી ?

વિશ્વરથ

જે સ્ત્રીને મેં સ્વીકારી – જેનો જીવનપ્રવાહ મારામાં ભળ્યો તે જ મારી, તે જ મારી પત્ની, તે જ સમભાગિની ને તે જ સહધર્મચારિણી !

વસિષ્ટ

આ દેવની આજ્ઞા નથી. [ તિરસ્કારથી હસીને ] આ કોની પ્રેરણા છે તે હું સમજી શકું છું.

વિશ્વરથ [ અધીરાઈથી ]

ભગવતી લોપામુદ્રા મારે મન પૂજ્ય છે. એની એ પ્રેરણા હોય તોય તેમાં મને દેવની આજ્ઞા સંભળાય છે.

વસિષ્ટ

— પણ શામ્બરી આર્યા નથી.

વિશ્વરથ [ ઉત્સાહથી ]

નથી ? નથી ? શા માટે નથી ? વેદજ્ઞ મુનિવર્ય ! દસ્યુકન્યા દાસી બને–અવરુદ્ધા બનાવી શકાય – તો – તો ભાર્યા કેમ નહીં ? એનામાં આર્યાઓને દુષ્પ્રાય એવાં શુદ્ધિ ને સ્નેહ છે. એણે મારે માટે બાપ ને જાત મરાવ્યાં. શું ઓછું છે ?

વસિષ્ટ [ તટસ્થ ન્યાયવૃત્તિથી ]

વત્સ ! આ છોકરવાદી છે–દેવાજ્ઞા નથી. એનાંથી તને કાળાં, ચીબાં છોકરાં થશે, તેને અથર્વણ ને અગસ્ત્યની વિદ્યાના અધિકારી બનાવશે ? તેને કુશિક ને જન્હુને સિંહાસને બેસાડશે ?

[ પ્રતર્દન અને કર્દમ માથાવતી અનુમતિ દર્શાવે છે. ]

વિશ્વરથ [ પૂજ્યભાવભર્યે અવાજે ]

મુનિવર્ય ! હું રાત ને દિન દેવોની પ્રેરણા પ્રાર્થું છું. પણ મને આ સમજાતું નથી. (હજારો ભુંડી આર્યાઓ ગ્રામે ગ્રામે રઝળે છે, ને શામ્બરી આર્યા શા માટે નહીં ?)

વસિષ્ટ [ નિશ્ચલતાથી ]

આર્યો બનતા નથી, જન્મે છે.

વિશ્વરથ [ આક્રંદ કરીને ]

ના–ના–ના. મને દેવની વાણી જુદી સંભળાય છે. મારામાં જો આર્યત્વ હોય તો હું બીજાને કેમ ન અર્પી શકું ? ને ન અર્પું તો મારૂં તપ એટલું ઓછું.

વસિષ્ટ [ સખ્ત નાપસંદગી દર્શાવી ]

મને શું ખબર કે તું છેક આવો ગાંડો થઈ ગયો છે. અનાર્યના આર્ય કદિ થયા છે ?

વિશ્વરથ [ આકળા થઈને ]

ન થાય તો અથર્વણ, અંગીરા ને મૈત્રાવરુણની વિદ્યા નકામી. મુનિ ! આપનાં તપ ને શુદ્ધિ નિરર્થક. [ ગુંગળાઈને ] કોઈ મને સમજતું નથી. દેવ ! દેવ ! હું ખરો કે આ બધા ?

[ બેધ્યાન બની અંતરીક્ષમાં જોઈ રહે છે. થોડીવાર કોઈ બોલતું નથી. ]

વસિષ્ટ [ ઉઠીને ]

તું નહીં જ માને ? તો ભલે ! પણ અનંત કાલ સુધી આર્યોના વિધ્વંસક તરીકે ઓળખાશે. પિતૃઓ પણ તારો સ્વીકાર નહીં કરે.

[ બધા ઉભા થાય છે ].

વિશ્વરથ [ નીચું માંથું નાખીને ]

જેવી દેવની ઇચ્છા. મુનિવર્ય ! હું દેવને આધીન છું. પણ— પણ—આમાં જ, હું કરૂં છું તેમાં જ—આર્યોનો ઉદ્ધાર નહીં સમાયો હોય ?

[ પગે લાગે છે ]

વસિષ્ટ

વારુ ! દેવ વરુણ તને સદ્‌બુદ્ધિ આપે. [ જાય છે ]

વિશ્વરથ [ બેધ્યાનપણામાંથી જાગીને ]

કર્દમ ! પ્રતર્દન ! મને ક્ષમા કરો. [ નિશ્ચયથી ] જોઈએ તો ભરતો જન્હુનું સિંહાસન બીજાને આપે. શામ્બરી વિના હું એકલો એ સિંહાસને નહીં ચઢું. જોઈએ તો જાઓ – [ અધીરાઈથી ] – મને છોડી, ચાલ્યા જાઓ.

સેનાપતિ પ્રતર્દન [ ગભરાઈને ]

ઓ મારા દેવ !

કર્દમ

ઘાણુ નીકળી ગયો. [ માથું ધુણાવતો બહાર જાય છે ]

સેનાપતિ પ્રતર્દન

ભાર્ગવ ! શું કરીશું ?

જમદગ્નિ

દેવની ઇચ્છાને આધીન થઈ બેસીએ, બીજું શું ?

[ રોહિણી આવે છે. ]

રોહિણી

કૌશિક છે, ભાર્ગવ ?

સેનાપતિ પ્રતર્દન

પધારો !

જમદગ્નિ [ ચિન્તાથી ]

તું ક્યાંથી ? ગુરુદેવનો કૈં સંદેશો છે ?

રોહિણી [ ખેદથી માથું ધુણાવે છે. ]

ના, મારે કૌશિકને મળવું છે. કેમ છે ?

જમદગ્નિ [ નિરાશાથી ]

ખોટું ! ઘણું ખોટું થાય છે.

રોહિણી

મારે કૌશિક જોડે વાત કરવી છે.

જમદગ્નિ

એકલાં ?

રોહિણી

હા.

જમદગ્નિ

બેસ ! હું મોકલી આપું.

સેનાપતિ પ્રતર્દન

ત્યારે હું રજા લઉં છું. તૈયારી ઘણી કરવાની છે.

[ જમદગ્નિ અંદર જાય છે. પ્રતર્દન ધીમે ડગલે અગ્નિ પાસે જઇ એક પાટ પર બેસે છે. વિશ્વરથ આવે છે ને પાસે આવીને ઉભો રહે છે. ]

વિશ્વરથ [ હેતથી ને ખેદભર્યા અવાજે ]

રોહિણી ! તું !

[ બેસે છે. પણ અગ્નિ તરફ જોઇ બેધ્યાન બને છે ]

રોહિણી [ ધીમેથી ]

કાશિક — કૌશિક ! [ સાશ્રુ ] મારી જોડે ગુસ્સે છે ? [ વિશ્વરથ બેધ્યાન બેસી રહે છે ] મારી જોડે પણ નહીં બોલે ?

[ એની સામું જુએ છે. એ રડે છે ને છેડાવડે આંખ લુછે છે ]

વિશ્વરથ [ ધ્યાનમાં આવીને ચમકીને ]

નહીં ! નહીં ! [ કરગરી ] રડ નહીં. તું રડે છે તે મારાથી જોવાતું નથી. [ ડ્રુસ્કું આવે છે ]

રોહિણી [ અજાયબ થઈને ]

વિશ્વરથ ! તું પણ રડે છે ?

વિશ્વરથ [ ડ્રુસ્કાં ખાઈને ]

મને રડવા દે ! રડવા દે ! તારી આગળ નહીં રડું ત્યારે કોની આગળ ? [ દયામણી રીતે ] તું આટલા દહાડા મને મળીએ નહીં.

રોહિણી [ આંસુ લુછીને ]

તું એટલો ગુસ્સે હતો કે તારી પાસે આવવાની મારી હીંમત નહીં ચાલી.

વિશ્વરથ [ ચકિત બની ]

ગુસ્સે ! કોણે કહ્યું ?

રોહિણી [ ફીક્કું હસીને ]

જગત કહે છે.

વિશ્વરથ

—ને તું માને છે? રોહિણી ! [ ધ્યાનથી જોઈને ] તારી પ્રકૃતિ કેમ છે? સારી નથી લાગતી. જો—ને [ કૈંક ભુલી ગએલી વસ્તુ સંભારતાં ] તારા લગ્ન વીશે......સુદાસ જોડે......[ કૈં યાદ આવતું નથી. નિરાશાથી ] મેં શું સાંભળ્યું હતું? ચોક્કસ યાદ નથી. [ નિસાસો મુકીને દયામણી રીતે ] મારૂં માથું ખસી ગયું છે. બધું—બધું—ભુલી જવાય છે.

[ રોહિણી તરફ જોઇ રહે છે. ]

રોહિણી

કૌશિક ! કાકાએ મારા પર દયા કરી, સુદાસ જોડેનો મારો વિવાહ ફોક કરાવ્યો.

વિશ્વરથ [ હર્ષના આવેશમાં ]

તું સુદાસ જોડે નથી પરણવાની ! [ ધ્યાન ઠેકાણે આવવાથી મુખપર વેદના દેખાય છે. ] ઓ દેવ ! દેવ !

રોહિણી [ કરગરીને ]

કૌશિક !

વિશ્વરથ [ ત્રાસીને ]

શું દેવો મને જીવતો જળાવવા માગે છે? [ આંસુ લુછે છે ]

રોહિણી [ દયામણી ]

વિશ્વરથ —

વિશ્વરથ [ રડતે રાગે ]

એક વાર એ પ્રસંગ માટે હું વલખાં મારતો હતો. આજે [ રડતે રાગે ] તને હું શામ્બરીની સપત્ની કયે મોઢે બનાવું?

[ રડી દે છે ]

રોહિણી [ નિરાશાભરી ]

એ સ્વપ્નાં છોડી દે. ગાંડા ! [ આંખ લુછી ટટાર થાય છે ] સાંભળ ! હું કહેવા કૈં આવી ને કૈં કહેવાઈ ગયું.

વિશ્વરથ

કહે. [ સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં ] શું કહેવું છે ?

રોહિણી

તને ખબર છે ? જો તું શામ્બરીને કાલે નહીં આપે–તો–તો–

વિશ્વરથ

હું જાણું છું.

રોહિણી

ના. તું નથી જાણતો—તાત પ્રાણ ત્યાગશે.

વિશ્વરથ

[ એકદમ ટટ્ટાર થઈ, ફાટે ડોળે ]

હેં ! શું કહે છે ?

રોહિણી

હમણાં જ મને એમણે પોતાનો સંકલ્પ કહ્યો.

વિશ્વરથ [ આત્મ તિરસ્કારથી ]

અને હું અનાર્ય — કુલદ્રોહી — જાતિદ્રોહી — ગુરુહત્યારો ! [ અવાજ પણ તુટે છે ] તારો પણ હત્યારો !

રોહિણી

તો શા માટે આ જીદ લઈ બેઠો છે ? શામ્બરી તારી સાથે રહી સુખી થવાની છે ?

વિશ્વરથ

ના. એ તો હતભાગિણીને કર્મે દુઃખ જ લખાયું છે; [ થોડીવાર બેધ્યાન લઈ રહે છે ] પણ – પણ દેવો [ આક્રંદ કરીને ]

રોહિણી !—દેવો મને જંપવા દેતા નથી. [ થોભીને ] મને વરુણદેવ રોજ કહે છેઃ તું એને સ્વીકારી — મન વાણી ને કર્મે પત્ની કરી — અને જીવનની ભાગીએણ કરતાં ડરે છે? મારાં વ્રત ભાંગશે? -

રોહિણી

પણ એ તો કાળી, અનાર્ય છે —

વિશ્વરથ

રોહિણી! દેવો કૈં જુદી આજ્ઞા કરી રહ્યા છે. મારા હૈયામાં, મારી વાણીદ્વારા એમના વેણના પડઘા પડે છે. [ પ્રેરણામય અવાજે ] વરુણે સ્પષ્ટ કહ્યું છેઃ — આર્યત્વ રૂપ ને રંગ વડે નથી. એ તો છે તપ વડે — સત્યમાં — ઋતના અનુસરણથી જે બધા [ પયગંબરી ધ્વનિ એના શબ્દોમાં ગાજે છે ] શામ્બરી ત્યાગવાનું કહી રહ્યા છે તે વર્ણદ્વેશ — જન્મભેદનાં અનાર્યત્વ વાંછે છે. શામ્બરીના રંગ માટે તું બળીને ભસ્મ થશે તો જ તેમાંથી ખરું આર્યત્વ પ્રગટશે. લાખો શમ્બરો એ રાખ દીલે ચોળી, આર્યો બનશે ને મારી પૂજા અખંડિત રાખશે.

[ ખંડ નિઃશબ્દ રહે છે ]

શામ્બરી

[ નેપથ્યે, અત્યંત નિર્બલ અવાજે ]

કૌશિક —

વિશ્વરથ [ નશામાંથી જાગતો હોય તેમ ]

ઓ ! ઓ !...[ રોહિણીને, દયામણી રીતે ] જો એ મને બોલાવે છે. રોહિણી ! હું શું કરું ? હું ગુરુનું કહ્યું માનું તો શામ્બરી દેહ છોડશે — હું મરીશ — દેવો અને પિતૃઓ મને શાપ દેશે.

શામ્બરી [ નેપથ્યે ]

કૌશિક ! —

વિશ્વરથ

— આવ્યો — [ ચાલી જાય છે ]

રોહિણી [ ધીમે ધીમે – સાશ્રુ કંઠે ]

એમાંથી એક...કાલે મરવાના...અને...સાથે હું તો ખરી જ...
...દેવ !

[ હાથમાં હપટી રાખી, આગ્નમાં જોતી તે પુતળા જેવી બેસી રહે છે. પાછળથી લોપામુદ્રા આવે છે. તે રોહિણીની પાસે ધીમે ધીમે આવી હેતભર્યે નયને જોયા કરે છે ]

લોપામુદ્રા [ રોહિણીને ખભે હાથ મુકી ]

બ્હેન ! તું ક્યાંથી ?

રોહિણી

હેં ! [ ચમકીને ] ભગવતી ! વંદું છું.

લોપામુદ્રા [ હસીને માથે હાથ મુકે છે ]

તું અહીંઆં ક્યાંથી ? વિશ્વરથને સમજાવવા આવી છે ?

રોહિણી

હું કેમ સમજાવું ? [ માથે હાથ દઈ ] મારૂં તો ભાગ્ય ફુટી ગયું.

લોપામુદ્રા

શું કહે છે ?

રોહિણી [ રડતાં ]

ભગવતી ! મનુજોમાં બે જણની વાણી મારી જીવનની દોરી છે. કાલે સવારે એમાંથી એક – કે બંને મરવાનાં,— ને મારી દોરી તુટવાની.

લોપામુદ્રા [ ચકિત ]

બે કોણ ?

રોહિણી

પિતાજી ને વિશ્વરથ, એમાંથી જેનો સંકલ્પ તૂટશે તે પ્રાણ છોડશે !

લોપામુદ્રા [ ફીક્કી પડી જાય છે ]

શું કહે છે ? પિતાજી !

રોહિણી [ નિરાધારીથી ]

હા. મૈત્રાવરુણે પ્રતિજ્ઞા કરી છે. જો કાલે વિશ્વરથ શામ્બરીને ન સોંપી દે તો એ યમલોક જશે. [ કલ્પાંત કરીને ] હું શું કરૂં ? મને કૈં સુઝતું નથી. ભગવતી ! ભગવતી ! કૈં રસ્તો બતાવો. એ બે વગર હું કેમ જીવીશ ? [ રડે છે. ]

લોપામુદ્રા

[ થોડીવાર વિચાર કરે છે. એની આંખોમાં કૈંક તેજો આવે છે ને જાય છે. હેતથી ]

રોહિણી ! હું જાણું છું — વિશ્વરથના પણ હૈયામાં તારો વાસ છે. શું રસ્તો બતાવું ? [ વિચારમગ્ન ] હું કાલે તો જવાની —

રોહિણી [ કરગરીને ]

ના–ના–ન જશો. તમારા શીવાય વિશ્વરથ કોઈનું સાંભળશે નહીં. મારા પર દયા કરો, હું પગે લાગું. [ હાથ જોડે છે. ]

લોપામુદ્રા [ ધીમેથી, ઊર્મિભર અવાજે ]

કરગરવાની જરૂર નથી. મને શી ખબર કે અગસ્ત્ય આવી પ્રતિજ્ઞા લેશે ? બ્હેન ! તારા જેવી જ હું છું. બેમાંથી એકને હું મરવા દઉં તો મારું શું થાય ?

રોહિણી [ ચમકીને ]

તમારું !

લોપામુદ્રા [ હસીને વાત ઉડાવે છે. ]

રોહિણી ! ઉઠ — આંસુ લુછ. [ કૈં વિચાર આવે છે. હસીને, સંકલ્પથી ] બેમાંથી એકે નહીં મરે — હું જીવતી હોઈશ તો. થયું ?

રોહિણી [ અજાયબ થઈ ]

ભગવતી — !

હવેદીઘેલી



ઉષા: પેલા—બીહામણા—તારા ભૈરવની છોકરી [હેવે દીવેલી પૃ. ૫૫]

લોપામુદ્રા

—આંસુ લુછ. [ પડકાર કરી ] જોઈએ. [ વિજયથી હસે છે ] એ બે આપણને મારે છે કે આપણે એ બંનેને બચાવીએ છીએ.

રોહિણી [ પ્રશંસામગ્ન ]

ભગવતી ! આપ તો ઉષાના અવતાર છો.

લોપામુદ્રા

તું અહીંઆં રહે ! [ રોહિણીને ખભે હેતથી હાથ મુકી ] કૌશિકના જીવને શાતા વળશે. [ જાય છે ]

રોહિણી [ અગ્નિમાં જોઈ રહી ]

અરે દેવ ! શું થશે ?

[ થોડીવારે વિશ્વરથ શામ્બરીને કેડે હાથ મુકી, ચાલવામાં ટેકો દેતો આવે છે. શામ્બરી વીશ વર્ષની કાળી, ચીબી, ભારેવાઈ યુવતી છે. એની આંખો મોટી, ફીક્કી, અને મરતી હરણી જેવી છે. તે મહામુશ્કેલીએ ચાલે છે. આખો વખત એની આંખો વિશ્વરથ પર ઠેરવી રાખવાની એને ટેવ છે. ]

વિશ્વરથ

ઉગ્રા ! જો ! આ રોહિણી. મેં તને વાત કરી હતી તે.

ઉગ્રા [ અશક્ત અવાજે ]

રોહિણી ! [ વિશ્વરથ એને પાટપર બેસાડે છે ]

રોહિણી

—કેમ બહેન ? કેમ છે ?

ઉગ્રા [ બીકથી ]

પેલા—બીહામણા—તારા ભૈરવની છોકરી. [ વિશ્વરથને ] મારા બાપને હણાવ્યા તે ?

વિશ્વરથ [ થાક્યે અવાજે ]

ભુલી જા બધું ! એ તો મારા ગુરુ છે—બાપથી પણ વધારે પૂજ્ય.

[રોહિણી તરફ જોઈ] એ તો મારી બાલપણની સખી છે. હું ને એ ગુરુના આશ્રમમાં સાથે ઉછર્યા છીએ.

રોહિણી [દયાળીને અવાજે]

બ્હેન ! શામ્બરી ! બીતી નહીં.

[શામ્બરી બોલતી નથી. વિશ્વરથ ખેદથી રોહિણી તરફ જોઈ રહે છે. થોડીવાર કોઈ બોલતું નથી.]

રોહિણી

વિશ્વરથ ! જે થાય તે. હું તો બાલપણની સખી જ છું. [ઉઠીને] જાઉં ? ફરી આવીશ.

વિશ્વરથ

વારુ !

[રોહિણી ઉઠીને જવા જાય છે. સામું પ્રતર્દન હાંફ્લો ફાંફ્લો આવે છે એટલે રોહિણી પાછી આવે છે]

કેમ પ્રતર્દન શું છે ?

સેનાપતિ પ્રતર્દન [ગભરાએલે અવાજે]

રાજન્ ! ખબર પડી ? ગુરુએ પ્રાણ ત્યાગવાની પ્રતિજ્ઞા કરી છે.

વિશ્વરથ [ખેદથી]

હું જાણું છું.

સેનાપતિ પ્રતર્દન

રાજા દિવોદાસ સૈન્ય તૈયાર કરે છે—

વિશ્વરથ [બેદરકારીથી]

શા માટે ?

સેનાપતિ પ્રતર્દન

આપને જતા અટકાવવા માટે—

**વિશ્વરથ**

ઠીક ! આપણું સૈન્ય સજ્જ કરો.

**સેનાપતિ પ્રતર્દન** [ ગુંચવાઈને ઉભો રહે છે ]

રાજન્ —

**વિશ્વરથ** [ બેદરકારીથી ]

શું છે ? ખંચા નહીં ! કહી નાંખ.

**સેનાપતિ પ્રતર્દન**

ભરતશ્રેષ્ઠ ! [ ક્ષોભથી ] ગુરુની...પ્રતિજ્ઞાની બધાને ખબર પડી ગઈ છે. એટલે — એટલે —

[ વધારે બોલાતું નથી એટલે અટકે છે ]

**વિશ્વરથ** [ વિજયથી ]

— એટલે ભરતો મારે માટે નહીં લડે, એમજ ને ?

**સેનાપતિ પ્રતર્દન** : [ જીભ સુકાય છે ]

ઘણાખરાના મનમાં એવું છે ખરું. હું — [ અટકે છે ]

**વિશ્વરથ** [ સંકલ્પથી ]

પ્રતર્દન ! જા —

**ઉગ્રા**

[ વિશ્વરથનું મુખ જોઈ ગભરાય છે. તેનો હાથ પકડતાં ]

વિશ્વરથ ! મને છોડતો નહીં . . .

**વિશ્વરથ**

ગભરા નહીં ! [ પ્રતર્દનને, નિશ્ચયથી ] જા. ભરતોને કહે — બધાને મારી સેવામાંથી મુક્ત કરું છું...રોહિણી ! તું પણ જા, ને ગુરુને કહે [ ગાંભીર્યથી આકાશ સામું જોઈ ] વરુણદેવ એના બાલકને પાછો બોલાવે છે. [ બારણામાંથી આવતો તડકો જોઈ રહે છે. એકદમ ઉભા થઈ જતાં ] જાઓ ! હું ખાત્રી કરું છું — હમણાં જ —

રોહિણી

શી ?

વિશ્વરથ [ ઉત્સાહથી ]

કે શામ્બરી આર્યા થઈ છે કે નહીં.

રોહિણી [ ચમકીને ]

કોની પાસે ?

વિશ્વરથ [ તડકા તરફ જોતાં ]

સૂર્યદેવ પાસે—આ રહ્યા–હાજર છે. [ ભયંકર રીતે ] ખાત્રી કરી, પછી એની સાથે હું મૃત્યુલોક છોડીશ.

રોહિણી [ ગભરાઈને માથે હાથ દે છે ]

ઓ —

સેનાપતિ પ્રતર્દન [ પાછળ હઠીને ]

— રાજન્—

ઉગ્રા [ હાથ લંબાવીને ]

વિશ્વરથ ! મને છોડતો નહીં...હું એકલી છું.

[બેસીને વિશ્વરથનો હાથ પકડે છે. વિશ્વરથ સૂર્યબિમ્બ તરફ જોઈ રહે છે]

વિશ્વરથ [ પ્રાર્થના કરતે અવાજે ]

દેવ ! કહો — કહો — મને — ગાધિના પુત્રને — મૈત્રાવરુણના શિષ્યને — ઉગ્રા આર્ય છે કે અનાર્ય ? દેવ ! [ પાણી લઈ શામ્બરી પર છાંટે છે ] મેં એને પરિસીંચી છે — સત્યે ને ઋતે. [ આથમતું સૂર્યબિમ્બ બારણામાં મઢાઈ રહે છે ] ઉગ્રા ! આ આવ્યા સવિતા. હાથ જોડ ! એમની કૃપા યાચ — તારી બુદ્ધિને પ્રેરે. બોલ ! ૐ — તત્સવિતુર્વરેણ્યમ્ —

ઉગ્રા [ બીકથી ]

— તત્સવિતુર્વરેણ્યમ્ —

**વિશ્વરથ**

— ભર્ગો દેવસ્ય —

**ઉગ્રા**

— ભર્ગો દેવસ્ય —

**વિશ્વરથ**

— ધીમહિ ધીયેયોન:પ્રચોદયાત્

**ઉગ્રા**

ધીમહિ ધીયેયોન:પ્રચોદયાત્

**વિશ્વરથ** [ બેભાન થાય છે ]

દેવ ! સવિતા ! બોલો ! [ પ્રાણ જતો હોય તેમ કરગરીને ] ઉગ્રા આર્યા છે કે નહીં ? — બોલો [ સાશ્રુ અવાજે ] એ આર્યા છે કે નહીં ?

[ સૂર્યબિમ્બ મોહું, રાતું થાય છે. તેનાથી બારણું ભરાઈ જાય છે: તે સોને મઢયા રથનું સ્વરુપ લે છે. સૂર્ય પ્રગટે છે. તપ્ત સુવર્ણથી રસેલાં એવાં તેજોમય શરીરે અને જળહળતા મુકુટને કવચે બધાંને આંધળાં કરતા દેવ પલવાર જોઈ રહે છે. પ્રતર્દન ગભરાઈ ભોંયપર ઉંધો પડે છે. રોહિણી આંખે હાથ દઈ પ્રણિપાત કરે છે. ઉગ્રા બેભાન થઈ જાય છે. વિશ્વરથ ઘુંટણીએ પડી, બે હાથ લંબાવી, ફાટી કરગરતી આંખે ગાંડા જેવો પ્રાર્થી રહે છે ]

**સૂર્યદેવ**

— હા — [ ચારે દિશામાં અવાજ ગાજે છે ]

[ ધીમેથી સૂર્યનારાયણ અદૃષ્ટ થાય છે. તડકો ચાલી જાય છે. વિશ્વરથ મૂર્છા પામે છે ]

[ પડદો પડે છે ]

# અંક ત્રીજો

[ સમય : સાંજ

સ્થલ : અતિથિગ્વનું ઉદ્યાન. જ્યાં અગસ્ત્યના આશ્રમનું તપોવન અને ભરતોનાં હર્મ્યનાં ઉદ્યાન મળે છે ત્યાં એક કુંજ. જમણી તરફથી માર્ગ સીધો ગામમાં જાય છે. આગળથી જમણે હાથે પગથી અગસ્ત્યના આશ્રમમાં જાય છે. ડાબી તરફ આઘે સરસ્વતી વહી જાય છે. તે તરફ તેનો ઘાટ છે અને ત્યાં બે ત્રણ હોડીઓ દેખાય છે. ડાબે હાથે, વિશ્વરથના હર્મ્યનો માર્ગ જાય છે. જમણી તરફ મોટા થાળાવાળો વૃદ્ધ પીપળો છે. ચારે તરફ નાનાં મોટાં ઝાડો આવી રહ્યાં છે. કેટલાક પર લચેલાં ફુલો મઘમઘે છે. જુઈની એક વેલ પીપળા પર વીંટાઈ ભોંયપર પથરાઈ રહી છે.

સૂર્યાસ્ત થયો છે. દિવસનો પ્રકાશ આછો થતો જાય છે. ચંદ્ર સરસ્વતીને પેલે તરફ આકાશમાં ચઢવા લાગ્યો છે અને તેના વધતા જતા ઉજાશમાં ઝાડોની લાંબી છાંય ક્ષણે ક્ષણે ટુંકી થતી જાય છે. લોપામુદ્રા ધીમે ધીમે બોલતી આવે છે. તે અત્યારે મૃગચર્મમાં સજ્જ છે. તેનું મુખ ચંદ્રિકામાં દેદીપ્યમાન છે. એની આંખોમાંથી તેજનાં અંબાર વરસે છે. ]

### લોપામુદ્રા

સરસ્વતી મા ! જો હું તારી પુત્રી હોઉ, જો મેં જીવનભર સત્ય આચર્યું હોય, તો મને બુદ્ધિ દે. [ હાથ જોડી ] વાગ્દેવી ! ભારતી ! તારા ભરતોના ઉદ્ધારાર્થે આવ ને મારી મા ! મારી વાણીમાં વસ. [ ચંદ્ર તરફ જોતાં ] સોમ ! તારું અનુપમ સૌંદર્ય મારામાં સીંચ. ઉપાદેવી ! માતા ! તારી પુત્રીને સર્વાંગે ભભક ભરી દે. બે જણ,

જે મારા હૈયામાં વસે છે, તે બંને એકમેકના વિરોધી થયા છે. [ વાદળ તરફ જોતાં ] વરુણ! દેવાધિદેવ! બંને તારા પુત્રો છે—બંને પ્રિય છે. તેમને ઉગારવાની મને શક્તિ દે. [ થોડું હસીને ] અગ્નિ! મારી શરમ બાળીને ભસ્મ કર. મરુતો! મારા સંયમને ઉડાડી દો— જ્યાં એની રજ પણ ન જડે ત્યાં. [ બે હાથ જોડી, નીચી નમી ઘુંટણીએ પડે છે. તેની આંખો વ્યોમની સામે જોઈ, કરગરી રહે છે. એટલામાં પાંદડાનો ખડખડાટ થાય છે. તે ઉઠીને ત્યાંથી ખસી જાય છે.

ઉગ્રા ધીમે ધીમે ને રડતી રડતી આવે છે. તે મુશ્કેલીથી ચાલે છે. તેના વાળ છુટા છે. તેના દીન વદન પર દુઃસહ વેદના છે. તેને આવતી જોઈ પીપળા પરથી એક પંખી ફડફડ ઉડી જાય છે. તે ચમકે છે, ઉંચું જુએ છે ને ચંદ્રમાને એક ટશે જોઈ રહે છે. તે રડતી રડતી બોલે છે. લોપામુદ્રા ઝાડને ઓથે છુપાઈ જાય છે.]

ઉગ્રા

ચંદ્રમા! બાપલીઆ, કહેની, એને શું થયું છે? ત્રણ ત્રણ દહાડાનાં વહાણાં વાયાં પણ મેં એને હસતો જોયો નથી. મારી તરસી આંખો તરફડે છે. ચાંદલાઆ! મને નહીં કહે કે એનું હાસ્ય ક્યાં ગયું? [ આંસુ લુછે છે ] હું તો દુઃખીઆરી છું. મારે નથી ઘર —નથી બાપ—નથી જાત. બધાંમાં કૌશિક છે. એને નહીં રહેવા દે તો હું ક્યાં જઈશ? [ વિચાર કરીને ] એ રીસાયો છે? હું નહીં ગમી? કોઈ એનું ચિત્ત ચોરી ગયું? હું શું કરું?

[ પીપળાની પાસે આવી પગથીઆ પર બેસે છે ને આસ્કા લે છે. ]

પીપળ! મારા દેવ! મારાં બધાં ગયાં...મુજ દુઃખીઆરીનો તું એક વીસામો છે. [ સમજાવતાં ] વિશ્વરથ ભલે કહે કે તું દેવ નથી. પણ મારી મા ને દાગી તો તને જ પૂજતાં હતાં. કૌશિકના દેવની તો મને બીક લાગે છે. પણ મારા પીપળા! તું મારી વારે ધા. હું તારું થાળું ધોઈશ—તને કુંકુમ અક્ષતે વધાવીશ. મારો કૌશિક

હસશે ત્યારે હું તને મોગરાની માળે વધાવીશ. એ હસતો નથી. પીપળ! તારા પાનની હું રોજ પૂજા કરીશ—એને હસાવને! સુખી કરને! [ થોભીને આંખો લુછે છે ]

પીપળ! મારા માથાની છાંય! તું ક્યાં એની વાત નથી જાણતો? એ મારા પિતાને ગઢ આવ્યો. મેં બોલાવ્યો; એ આવ્યો; હું ઝાડ જેવી નિશ્ચેતન ઉભી. એ હસ્યો—એની આંખમાં હું વસી—ને પાછી જીવતી થઈ ગઈ. [ થોડી વાર આંખ મીચી બેસી રહે છે. ]

બાપ! મારા પીપળ! જે દહાડાથી પેલી ગૌરાંગી આવી ત્યારથી એનું ચિત્ત ચળ્યું. એ સ્ત્રીમાં ચિત્ત ચોરવાનું ચાતુર્ય છે. એની જીભમાં ભૈરવથીએ ભૂંડો જાદુ છે. જે હાસ્ય એ ચોરી ગઈ તે પાછું લાવી આપ. મારા બાપ! હું પગે લાગું. વિશ્વરથ કહે છે કે હું હવે આર્યા છું. ભલે. એ કહે તે ખરું. [ ઉમળકાથી ] પણ પીપળ! હું તો તને સદાય પુજીશ. બતાવતો ખરો કે એ હાસ્ય ક્યાં છુપાયું છે? મારા બાપના ધાતકોમાં ફસી છું ત્યાં એનું હસવું એ જ મારું સર્વસ્વ છે. એને હસાવ – સુખી કર – મારી પાસે રાખ. હું એને પગે પડીશ, એનાં ચરણ તલાશીશ.

[ થાળા પર માથું મુકી રહે છે. લોપામુદ્રા આંખો લુછતી આગળ આવે છે ને ક્યાં સુધી ઉગ્રાને જોઈ રહે છે. પછી તેને વાંસે હાથ મુકે છે ]

**લોપામુદ્રા** [ સ્નેહથી ]

ઉગ્રા! બેટા! શું કરે છે?

**ઉગ્રા** [ ચમકીને ]

ગૌરાંગી! તું ક્યાંથી આવી!

**લોપામુદ્રા** [ ધીમેથી ]

હું અહીંઆં ફરતી હતી. તારો અવાજ સાંભળીને આવી.

ઉષા [ બીની બીતી, હાથ જોડીને]

બાઈ! શા માટે મારી પુઠે પડી છે ? મેં તારું શું બગાડયું છે ?

લોપામુદ્રા

ગાંડી! આમ બોલે છે ? વિશ્વરથ તારો પાલવ પકડીને ઉભો છે ત્યાં હું જ એકલી તેની પડખે ઉભી છું.

ઉષા

ગૌરાંગી! તું આવી ને મારાં ભાગ્ય ફુટયાં. તું આવી ને કૌશિકે મને હૈયાથી ઉતારી — એને ગઢ છોડવાનું મન થયું. [ કમકમાં આવે છે] તારે લીધે મારા બાપ મુઆ — મા મોઈ— બધાં મરાયાં. હવે ક્યારે મારો કેડો છોડશે ?

લોપામુદ્રા

બહેન ! તું, તારા લોકથી વીખુટી, ભુરાએલી ધેનુસમી ઘેલી બની છે. મારા વિના તારું ને તારા વિશ્વરથનું કોઈ નથી.

ઉષા [ ગભરાટથી ]

હાય ! હાય ! ખરી વાત ! અમારું શું થશે ?

લોપામુદ્રા [ મમતાથી ]

ઉષા ! તું અમારા લોકથી અણજાણ છે. તું કોશિકને સુખી નહીં કરે ને એ તારે લીધે પ્રતિષ્ઠા, રાજ્ય ને જીંદગી છોડવા બેઠો છે.

ઉષા [ માથે હાથ દઈને, વહેમથી ]

ગોરાંગી ! તું પાકી છે. એમ કરીને મારો કૌશિક લઈ લેવો છે ?

લોપામુદ્રા

મૂર્ખી ! હજી તને ન સમજાયું ! એ તો મારો પુત્ર છે.

ઉષા

ત્યારે એને મારી પાસેથી કેમ લઈ લે છે ?

લોપામુદ્રા

બેટા ! હું તને કેમ સમજાવું ? હું આડે નથી આવતી, અમારા લોકો આવે છે. શુદ્ધિની સાચવટમાં અમે અસુરોથી પણ વિકરાલ છીએ.

ઉગ્રા

હું પણ મોઈ હતભાગિની છું. બાપનું નિકંદન કાઢી, કૌશિકનું નિકંદન કાઢવા બેઠી છું. [ રડીને ] માતા ! મારું કોઈ નથી. [ તેને વળગીને ]

લોપામુદ્રા

ઉગ્રા ! તું ગભરા નહીં. સાંભળ ! અત્યારે તારે લીધે વિશ્વરથ પર આખું જગત ઉલટયું છે. મારું માન ને મારે આશ્રમે ચાલ. મારી દીકરીની માફક રાખીશ. તારી સુવાવડ પૂરી થાય એટલે કાશિકને પાછી સોંપીશ.

ઉગ્રા

મારે ગયે કૌશિક બચશે ? [ પાછી વહેમાઈને ] ના – ના – ના. મારા કાશિકને છોડીને હું નહીં જાઉં.

લોપામુદ્રા

સાથે રહેશે તો કાલે સવારે એને જીવતો નહીં દેખે. જો ! એને પણ સાથે આવવાને હું સમજાવું છું. પણ એ નહીં માને તો તું મારી સાથે ચાલ. [ ઉગ્રા વિચાર કરે છે. વિશ્વરથ આવે છે. તે ધીમેથી, અરધો ઉંઘમાં હોય તેમ ચાલે છે. ]

વિશ્વરથ [ ખેદ યુક્ત સ્વરે ]

ઉગ્રા ! તું અહીંઆં છે ? [ આવીને ] કોણ ભગવતી ? [ ઉગ્રાને ] તું આ ઠંડીમાં ઠરી જશે. હું તને કયારનો શોધું છું.

[ ઉગ્રાને ખભે હેતથી હાથ મુકે છે ]



ઉગ્રા: હું પણ મોટી હતભાગિની છું [દેવદ્રીઘેલી પૃ. ૬૪

લોપામુદ્રા

વિશ્વરથ ! સારું થયું કે તું મળ્યો. હું તને મળવા આવી હતી પણ તું કામમાં હતો. [ ધીમે ધીમે ] કાલે સવારે હું જઈશ હોં.

વિશ્વરથ

ભગવતી ! તમે જવાનાં અને – અને હું પણ ક્યારે જઈશ તે દ્યાવાપૃથિવીનો રાજા જાણે. [અનહદ સ્નેહથી ] હું પૃથ્વી પર નહીં હોઉં તો સ્નેહોર્મિથી મને કોઈ વાર અંજલિ આપજો. પિતૃલોકમાં બેઠો બેઠો હું તૃપ્ત થઈશ.

લોપામુદ્રા [ વિશ્વરથને ભેટીને ]

વત્સ ! આમ શું બોલે છે ? મારું હૈયું ચીરાઈ જાય છે. આવા ભયંકર શબ્દો વદાયગીરીમાં હોય ?

[ ઉગ્રા દીન વદને જોયા કરે છે ]

વિશ્વરથ [ ડોકું ધુણાવીને ]

ભગવતી ! ભગવતી ! તમે જાણતાં નથી ? મારી વાત ખરી નીકળી. મારે તપોબલે શામ્બરી આર્યા થઈ ગઈ.

લોપામુદ્રા [ અજાયબ થઈને ]

શું ?

વિશ્વરથ

ભગવતી ! જ્યારે ગુરુની પ્રતિજ્ઞા સાંભળી ત્યારે પલવાર મારા હૈયામાં સંશય વસ્યો. શું હું દસ્યુકન્યાને આર્યા કરીશકું ? ગુરુના પ્રાણની સાટે હું માત્ર મારી જીદ તો નથી રાખતો ? મેં દેવોનું આવાહન કર્યું –

લોપામુદ્રા [ ચકિત થઈ ]

પછી ?

વિશ્વરથ

— પછી મેં સત્યને ઋતથી ઉગ્રાને પરિસીંચી અને [ ચમકતી આંખે ] ભગવતી ! દેવ સવિતા આવ્યા —

લોપામુદ્રા [ સ્તબ્ધ થઈ ]

હેં !

વિશ્વરથ

હા ! સદેહે – કનકમય કવચમાં સજ્જ બનીને. ઉગ્રા ત્યાં હતી; પ્રતર્દન ને રોહિણી પણ ત્યાં હતાં. સૂર્યદેવે સાક્ષી પુરી કે ઉગ્રાને મેં આર્યા કરી છે.

લોપામુદ્રા

[ ભાવથી વિશ્વરથને બંને ખભે બે હાથ મુકી ]

વિશ્વરથ ! તને દસ્યુઓને આર્ય કરવાનું મંત્રદર્શન થયું ? કોઈ મહર્ષિએ ન કર્યું તે તેં આજે કરી દેખાડયું ? [ ભેટીને ] શાબાશ, મારા પુત્રક ! તને હૈયું ચીરીને મારો હર્ષ શી રીતે બતાવું ? [ પ્રશંસાથી ] તેં આજે આર્યોને ઉદ્ધાર્યા.

વિશ્વરથ

આજે તો મને આર્યોએ તજી દીધો છે; કાલે તો હું [ ખેદથી ] ક્યાં હોઈશ ?

લોપામુદ્રા

વિશ્વરથ ! જો પ્રયાણની જ ઇચ્છા હોય તો મારી સાથે ચાલને ?

વિશ્વરથ [ વિચાર કરીને ]

તમારી સાથે ? ભગવતી ! ભગવતી ! આજે ગુરુ, વસિષ્ઠ, દિવોદાસ, ભરતો ને આર્ય માત્ર મારી હાંસી કરી રહ્યા છે તેવે વખતે હું અહીંઆંથી ચાલી જાઉં ? [ દૃઢતાથી ] ના – ના. જો મારા મંત્રદર્શનમાં સત્ય સમાયું હોય તો અહીંઆંથી જ – જ્યાં દેવાધિદેવ સૂર્યે મને દર્શન દીધાં ત્યાંથી, મારો મંત્ર ઉચ્ચારતો, હું પિતૃલોકમાં સંચરીશ. [ નમ્રતાથી ] મારા સત્ય સાટે હું સર્વસ્વ સમર્પણ કરીશ. એ સમર્પણમાંથી નીકળેલી મારા રુધિરની સરિતા – આ સરસ્વતીથી પણ વિશુદ્ધ – સપ્તસિંધુને પાપમાંથી મુક્ત કરશે.

**લોપામુદ્રા**

[ થોડીવાર પૂજ્યભાવથી જોઈ રહે છે. પછી ઉમળકાથી ]

મારા પુત્રક ! આજે મારું જીવન સફલ થયું. તારામાં હું વિશ્વનો મિત્ર જોઉં છું. [ ફથીરી હૈયા સરસો ચાંપે છે ]

**વિશ્વરથ**

[ લોપામુદ્રાને પગે લાગી તેના પગની રજ માથે મુકે છે. ]

ભગવતી ! બધો પ્રતાપ આપનો છે. તમારા આશીર્વાદે હું ઋષિપદ પામ્યો. તમારું સ્મરણ કરતો હું પ્રાણ છોડીશ. આજ્ઞા આપો !

**લોપામુદ્રા** [ નીચી વળી તેને ઉઠાડે છે ]

પુત્રક ! મારો જીવ આપે જો તને જીવતો રાખી શકું તો – તને કાલે જીવતો જોઈશ. હમણાં આજ્ઞા નહીં આપું – કાલે સવારે વાત. જા ઉગ્રાને શરદી લાગે છે. એને સાચવજે. ઉગ્રા ! બહેન ! જા હવે.

[ લોપામુદ્રા હેતથી ઉગ્રાને ઉઠાડે છે. વિશ્વરથ ઉગ્રાને કેડે હાથ દઈ, ધીમેથી લઈ જાય છે. લોપામુદ્રા ક્યાં સુધી જોયા કરે છે. પછી તે હસીને ચાલી જાય છે. અજિગર્ત અંગીરા થાકેલો આવે છે ને ચારે તરફ ધ્યાનથી જુએ છે, અને કોઈ નહીં દેખાવાથી નીસાસો મુકે છે. ]

**અજિગર્ત** [ સ્વગત ]

આખા ગામમાં હું જ એક અભાગીઓ ! જ્યારથી આ સ્ત્રીએ મારા ઘરમાં પગ મુક્યો છે ત્યારથી એકે વાત સીધી ઉતરી નથી. [ કપાળ કુટીને ] બધા લોપામુદ્રાની સાથે ચાલ્યાં જશે ત્યારે અજિગર્ત બૈરીની સુવાવડ કરશે ! [ થાળાપર બેસી જઈને ] આવી સ્ત્રી કોઈ દહાડો જોઈ નથી. હું મહર્ષિ લોપામુદ્રા જોડે જવા તૈયાર થયો કે એને પ્રસૂતિની વેદના થઈ આવી ! [ તિરસ્કારથી ] ગ્રહણ લાગવા માંડયું કે એ આર્યશ્રેષ્ઠે સાપ મારવો શરૂ કર્યો ! [ ચારે તરફ જોઈને ] મને કહ્યું કે ભગવતી તો અહીંઆં છે. ક્યાં છે ? એ જાડાને પણ બધે મહર્ષિના જ ભણકારા વાગ્યા કરે છે.

[ દિવોદાસ, લોપામુદ્રા ને અગસ્ત્ય આવે છે. લોપામુદ્રા અદ્‌ભુત બની રહી છે. અગસ્ત્યના મુખ પર ભયંકર ઉગ્રતા છે. તે નીચું જોઈ ચાલે છે. જરા બોલે છે ને આંખો ઉંચી કરે છે ત્યારે તેમાંથી તણખા ખરતા લાગે છે. શરૂઆતમાં દિવોદાસ પણ ગંભીર છે. ]

**દિવોદાસ**

કોણ છે રે ?

**અજિગર્ત**

એ તો હું અજિગર્ત અંગિરા. ભગવતીને મળવા આવ્યો છું. ભગવતી !-રાજન્ ! ગુરુવર્ય ! વંદું છું.

**લોપામુદ્રા**

શતંજીવ. કેમ ભાઈ ? શું છે ?

**અજિગર્ત**

ભગવતી ! મારા પર દુઃખના ડુંગર પડ્યા છે.

**લોપામુદ્રા**

કેમ કરીને ?

**અજિગર્ત**

આપની સાથે આવવાની મને આપે રજા આપી. પણ એ સુખ મારા ભાગ્યમાં ક્યાંથી ? મારી સ્ત્રીને પ્રસૂતિની વેદના થાય છે.

**લોપામુદ્રા**

તો માંડી વાળ.

**અજિગર્ત**

પછી આવું તો ચાલશે ?

**લોપામુદ્રા**

હા ! મારો આશ્રમ ઉઘાડો છે, જ્યારે ફાવે ત્યારે આવજે. પણ મેં કહ્યું હતું તે યાદ રાખજે.

અજિગર્ત

શું ?

લોપામુદ્રા

મારી સાથે આવી કોઈ પસ્તાયા વગર રહ્યું નથી.

અજિગર્ત [ દીનતાથી ]

મેં તો મારું બધું આપને સ્વાધીન કર્યું છે.

લોપામુદ્રા

ઠીક, ત્યારે જોખમ તારું છે. કેમ ખરુંને અતિથિગ્વ !

અજિગર્ત

ત્યારે આજ્ઞા ?

લોપામુદ્રા

હા. [ અજિગર્ત ત્રણેને પગે લાગી જાય છે. હસીને ] મૈત્રાવરુણ તમને ખબર છે ? તમારા શિષ્યો તમારો આશ્રમ છોડી, મારી સાથે આવે છે.

અગસ્ત્ય [ ન છૂટકે ]

હા.

દિવોદાસ

[ મુખ પરથી ગાંભીર્ય સરી જાય છે. ]

લોપામુદ્રા ! તમે લઈ જાઓ તો આખું ગામ સાથે આવે. આભમાં ઉષા, તેમ આ લોકમાં લોપામુદ્રાઃ જોઈએ, જોઈએ પણ થાકીએ નહીં.

લોપામુદ્રા [ નયનોમાંથી સ્નેહ વર્ષાવતાં ]

તમે પણ ઘરડે ઘડપણ મને ફટવો છો શું ? [ ચારે તરફનું દૃશ્ય દેખાડી ઉમળકાથી ] જુઓ ! જેવાનું તો અત્યારે આ બધું કેવું સરસ છે ? તમારી મારામારીનો જરા સ્પર્શ નથી. સરસ્વતીનો સુરમ્ય

તટ, અગસ્ત્યનું તપોવન ને આવી અમૃતસ્રવતી ચંદ્રિકા – પછી સૌંદર્યમાં શું ખુટે ?

દિવોદાસ

ખુટતું હતું તે તમે પુરું કર્યું. લોપામુદ્રા ! શા સારુ અહીંઆં રહેતાં નથી ? બાલપણમાં આ જ કુંજને વેણુવાદે ગજવ્યો હતો. ફરી શા સારુ નથી ગજવતાં ?

લોપામુદ્રા

રાજન્ ! મારે પગે પાંખો છે. સ્થલેસ્થલનું સૌંદર્ય અને ગામેગામનાં માણસો મને આકર્ષે છે.

દિવોદાસ [ હેતથી લોપામુદ્રાને ખભે હાથ મુકી ]

એટલે સ્થલેસ્થલનાં માણસોને ગાંડાં કરવાં છે, કેમ ? ખરું ને મૈત્રાવરુણ ? [ હસે છે ]

લોપામુદ્રા

અતિથિગ્વ ! હું તો દેવી સરસ્વતી સમી છું. સ્થલેસ્થલે હું વહું છું – તરસ્યાને ટાઢક આપતી. પલવાર કોઈને ઉલ્લાસઘેલાં કરું છું, કોઈની આંખોમાં તેજ આણું છું, ને કોઈની રગોમાં ભરતી. અને હું તો મારે વહી જાઉં છું. [ આંખો નચાવીને ] કોઈ ડુબે નહીં એટલું ધ્યાન રાખું છું. કેમ ખરું ને મૈત્રાવરુણ ?

[અગસ્ત્ય બેધ્યાન છે તે ચમકે છે]

દિવોદાસ

પણ લોપામુદ્રા ! ઘડપણ આવશે ત્યારે ?

લોપામુદ્રા [ મજાકમાં ]

મારો આશ્રમ છે, થોડા શિષ્યોની અવિચલ ભક્તિ છે, મારી ધેનુઓની પ્રીતિ કદી ઘરડી થવાની નથી. ફીકર કરશો નહીં, રાજન્ ! [હસીને] હું એ દહાડો દેખવાની નથી. [ નફટાઈથી ] ઉષાદેવી મારું સૌંદર્ય

સાચવે છે. સવારે સવારે હું હતી તેનાથી સુંદર બની પથારીમાંથી ઉઠું છું. સર્વત્રગામી કાલ પણ મારા શરીર પર પદચિન્હ મુકવાની હીંમત કરતો નથી. શું ધારો છો અગસ્ત્ય ?

અગસ્ત્ય [અત્યંત ગંભીરતાથી ન છુટકે]

એ વીશે મેં વિચાર કર્યો નથી.

દિવોદાસ

લોપામુદ્રા ! હું પણ ચાલીશ વર્ષે નાનો હોત તો તમારી સાથે આવત.

લોપામુદ્રા

રાજન્ ! તમે તો અહીંઆં જ શોભો. નહીં તો આ રાજ્યો કોણ લેશે ? ઝઘડા કોણ કરશે ?

દિવોદાસ [યાદ આવતાં]

અરે હા, અમે જઈએ ? ઘણું કામ છે. કાલે વખત છે ને ન મળાય. તમારી નાવો અહીંઆં તૈયાર છે.

લોપામુદ્રા

તમે બે ન મળો તે કંઈ ચાલે ? વારુ, [ગંભીર બનીને] તમે બંને અહીંઆં છો એટલે એક યાચના કરી લઉં ?

દિવોદાસ

શી ? કહોને.

લોપામુદ્રા

એક શમ્બરકન્યા પછાડી કેટલાં કેટલાં વેર વધારવાં છે ? કેટલા જીવ લેવા છે ? અગસ્ત્ય ! મહર્ષિઓમાં શ્રેષ્ઠ ! તમે શું કરવા બેઠા છો ?

અગસ્ત્ય [ઉગ્ર આંખે]

ભારદ્વાજી ! તમારી સાથે એ વાત કરેલી નકામી છે. [તિરસ્કારથી] જે થાય છે તેમાં તમારો ભાગ ક્યાં થોડો છે ?

લોપામુદ્રા [ગર્વથી]

હા, મારો ભાગ છે – પણ બધાથી સરસ. મુનિપદના અભિમાનથી તમે જોઈ શકતા નથી. [એકદમ અગસ્ત્યની સામું આવી કેડે હાથ મુકી] ખબર છે? જેને તમે મૂર્ખ શિષ્ય માનો છો તેણે આજે મંત્રદર્શન કર્યું. સૂર્યદેવનો સાક્ષાત્કાર કર્યો; દસ્યુકન્યાને આર્યા બનાવી; આર્યાવર્તનો ઉદ્ધાર કર્યો. એમાં જો મારો ભાગ છે એમ માનતા હો તો મને બહુ ગર્વ થાય છે.

અગસ્ત્ય [સખ્તાઈથી]

ભારદ્વાજી! રોહિણી મને કહી ગઈ–

લોપામુદ્રા [તેવીજ સખ્તાઈથી]

છતાં તમે એને મારવા બેઠા છો? [અગસ્ત્ય ઉગ્રતાથી જોઈ રહે છે] અતિથિગ્વ! તમે પણ શું કરી રહ્યા છો?

દિવોદાસ

હું શું કરું? મૈત્રાવરુણને મરવા દઉં?

લોપામુદ્રા

રાજન્! તમે એને જતો અટકાવવા માગો છો? ભરતો એને ત્યાગી બેઠા છો. [તિરસ્કારથી] તમારા અભિમાનનો પાર નથી. એ વિશ્વરથ નથી–એ તો વિશ્વામિત્ર છે. જ્યારે તમે ને હું વીસરાઈ જઈશું ત્યારે વિશ્વના એ મિત્રનું નામ સ્મરણ કરીને મુનિઓ મોક્ષ મેળવશે.

દિવોદાસ

લોપામુદ્રા! એમાં બીજો રસ્તો જ નથી. શમ્બરકન્યા ભરતોના સિંહાસન પર કદિ ચઢી શકે?

લોપામુદ્રા

જે વિશ્વનો મિત્ર થયો છે તેને તમારાં સિંહાસનોની શી પરવા?

અગસ્ત્ય

ભારદ્વાજી! [ નિશ્ચયથી ] નકામા શા માટે ફાંફાં મારો છો? મારી પ્રતિજ્ઞા અચલ છે – સૂર્ય થંભે તોય. જો વિશ્વરથને ગુરુને માટે માન હોય – ઋષિઓની વિદ્યા માટે પ્રીતિ હોય – મારા જીવને માટે પરવા હોય – તો – એક જ રસ્તો છે. શામ્બરી આપી દે. જો ન આપે તો મારું તપ વ્યર્થ ગયું. મારું તપ વ્યર્થ જાય તેનાથી જીવવું રુડું નથી.

લોપામુદ્રા

આ શબ્દો સર્વદ્રષ્ટા મુનિ મૈત્રાવરુણ નથી બોલતા. આ તો આત્મગૌરવમાં મસ્ત પુરોહિત બોલે છે.

દિવોદાસ [ ગભરાઈને ]

લોપા! લોપા! શું બોલે છે?

લોપામુદ્રા

રાજન્! મુનિએ કદી નથી સાંભળ્યું તે – જે એમને સાંભળવું જરૂરનું છે તે —

અગસ્ત્ય

સંભળાવો. [ તિરસ્કારથી ] આર્ય અનાર્યનો ભેદ સમજવો તમારે કઠણ છે.

લોપામુદ્રા

મુનિવર્ય! આર્ય અનાર્યનાં – કાળા અને ગોરાનાં – ઉંચ ને નીચનાં અંતરો મહર્ષિ માટે નથી. [કાંપતે સ્વરે] વિદ્યા ને તપનું બળ હોય તો ચાલો મારી સાથે! દૂર ને દૂર, જંગલોમાં, ભુખ ને દુઃખથી રખડતા માનવજંતુઓ ઉદ્ધારની વાટ જોતાં બેઠાં છે. ચાલો મારી સાથે – છોડી દો અભિમાન – આર્યોનું પુરોહિત પદ છોડી દો! ચાલો મારી સાથે; એક ઝાડની છાંયમાં બેસીશું – એક મૃગચર્મ વહેંચી લઈશું – અને દેવોનું અધુરું મુકયું પુરું કરીશું.

લોપામુદ્રા [ગર્વથી]

હા, મારો ભાગ છે – પણ બધાથી સરસ. મુનિપદના અભિમાનથી તમે જોઈ શકતા નથી. [એકદમ અગસ્ત્યની સામું આવી કેડે હાથ મુકી] ખબર છે? જેને તમે મૂર્ખ શિષ્ય માનો છો તેણે આજે મંત્રદર્શન કર્યું. સૂર્યદેવનો સાક્ષાત્કાર કર્યો; દસ્યુકન્યાને આર્યા બનાવી; આર્યાવર્તનો ઉદ્ધાર કર્યો. એમાં જો મારો ભાગ છે એમ માનતા હો તો મને બહુ ગર્વ થાય છે.

અગસ્ત્ય [સખ્તાઈથી]

ભારદ્વાજી! રોહિણી મને કહી ગઈ–

લોપામુદ્રા [તેવીજ સખ્તાઈથી]

છતાં તમે એને મારવા બેઠા છો? [અગસ્ત્ય ઉગ્રતાથી જોઈ રહે છે] અતિથિગ્વ! તમે પણ શું કરી રહ્યા છો?

દિવોદાસ

હું શું કરું? મૈત્રાવરુણને મરવા દઉં?

લોપામુદ્રા

રાજન્! તમે એને જતો અટકાવવા માગો છો? ભરતો એને ત્યાગી બેઠા છો. [તિરસ્કારથી] તમારા અભિમાનનો પાર નથી. એ વિશ્વરથ નથી–એ તો વિશ્વામિત્ર છે. જ્યારે તમે ને હું વીસરાઈ જઈશું ત્યારે વિશ્વના એ મિત્રનું નામ સ્મરણ કરીને મુનિઓ મોક્ષ મેળવશે.

દિવોદાસ

લોપામુદ્રા! એમાં બીજો રસ્તો જ નથી. શમ્બરકન્યા ભરતોના સિંહાસન પર કદિ ચઢી શકે?

લોપામુદ્રા

જે વિશ્વનો મિત્ર થયો છે તેને તમારાં સિંહાસનોની શી પરવા?

અગસ્ત્ય

ભારદ્વાજી! [ નિશ્ચયથી ] નકામા શા માટે ફાંફાં મારો છો? મારી પ્રતિજ્ઞા અચલ છે – સૂર્ય થંભે તોય. જો વિશ્વરથને ગુરુને માટે માન હોય – ઋષિઓની વિદ્યા માટે પ્રીતિ હોય – મારા જીવને માટે પરવા હોય – તો – એક જ રસ્તો છે. શામ્બરી આપી દે. જો ન આપે તો મારું તપ વ્યર્થ ગયું. મારું તપ વ્યર્થ જાય તેનાથી જીવવું રુડું નથી.

લોપામુદ્રા

આ શબ્દો સર્વદ્રષ્ટા મુનિ મૈત્રાવરુણ નથી બોલતા. આ તો આત્મગૌરવમાં મસ્ત પુરોહિત બોલે છે.

દિવોદાસ [ ગભરાઈને ]

લોપા! લોપા! શું બોલે છે?

લોપામુદ્રા

રાજન્! મુનિએ કદી નથી સાંભળ્યું તે – જે એમને સાંભળવું જરૂરનું છે તે —

અગસ્ત્ય

સંભળાવો. [ તિરસ્કારથી ] આર્ય અનાર્યનો ભેદ સમજવો તમારે કઠણ છે.

લોપામુદ્રા

મુનિવર્ય! આર્ય અનાર્યનાં – કાળા અને ગોરાનાં – ઉંચ ને નીચનાં અંતરો મહર્ષિ માટે નથી. [કાંપતે સ્વરે] વિદ્યા ને તપનું બળ હોય તો ચાલો મારી સાથે! દૂર ને દૂર, જંગલોમાં, ભુખ ને દુઃખથી રખડતા માનવજંતુઓ ઉદ્ધારની વાટ જોતાં બેઠાં છે. ચાલો મારી સાથે – છોડી દો અભિમાન – આર્યોનું પુરોહિત પદ છોડી દો! ચાલો મારી સાથે; એક ઝાડની છાંયમાં બેસીશું – એક મૃગચર્મ વહેંચી લઈશું – અને દેવોનું અધુરું મુકયું પુરું કરીશું.

અગસ્ત્ય

[ તેજથી અંજાઈ જાય છે. જરાક નમ્ર બનીને ]

ભારદ્વાજી ! હું છું તેજ ઠીક છું.

લોપામુદ્રા

ભલે. આજે નહીં તો કોઈ દહાડો — એ નિમંત્રણ સ્વીકારવું પડશે. પણ એક કામ તો કરો ? મને ઉગ્રાને લઈ જવા દો ?

અગસ્ત્ય [ ફરીથી સખત બની ગઈ ]

તમારે તેને વિશ્વરથને પાછી આપવી હશે ?

લોપામુદ્રા

મૈત્રાવરુણ ! હજી વિશ્વાસ નહીં આવ્યો ?

અગસ્ત્ય

એમાં તમારો હેતુ શો છે ?

લોપામુદ્રા [ રણકતે, ઉર્મિપૂર્ણ સ્વરે ]

હેતુ સાંભળવો છે ? સાંભળો રાજન્ દિવોદાસ અને દેવી સરસ્વતી-ની સાખે. તમારા ગર્વિષ્ટ સ્વભાવને નહીં રુચે તો મને દોષ દેશો નહીં. [ અગસ્ત્ય અને દિવોદાસ ધ્યાનથી સાંભળી રહે છે ] ભરદ્વાજની આ કન્યાએ જન્મ ધરીને બે પુરુષોને હૈયામાં વાસ આપ્યો છે.

દિવોદાસ [ ચકિત ]

હેં ! શું કહો છો ?

લોપામુદ્રા

હા રાજન્, યાદ છે ? તમે મને પરણાવવાને માગતા હતા —

દિવોદાસ

હા —

લોપામુદ્રા

આજે એવો એક મળ્યો છે કે જેને હું પરણવા ઈચ્છું છું; બીજો એવો મળ્યો છે, જે મારો પુત્ર આશ પુરે તેનાથી વધારે પુરે છે. બંને જીદ્દે ચડ્યા છે; બંને એક બીજાને મારવા નહીં તો મરવા તૈયાર થયાં છે. અને મારા પિતૃઓના શપથ લઈને કહું છું કે હું જીવતી છું ત્યાં સુધી બેમાંથી એકનેય હું ધાર્યું કરવા દેવાની નથી.

દિવોદાસ [ હેતથી, પ્રશંસાથી ઘેલો બની ]

ખરેખર! તમે તો દેવની દુહિતા છો. તમને ઈંદ્રે અમારા ઉદ્ધાર માટે મોકલ્યાં છે.

લોપામુદ્રા [ મજાકમાં ]

મુનિવર્ય ! હેતુ સાંભળ્યો ?

દિવોદાસ [યાદ આવ્યાથી – આંખ લુછતાં ]

તમે બે જણ આ વાત કરો. મારી તમને પુરેપુરી આશીષ છે.

[ આંખો લુછતો જાય છે ]

અગસ્ત્ય [ અકળાઈને ]

આ બધું કહેવાને મને બોલાવ્યો હતો? કહી રહ્યાં? આજ્ઞા હોય તો હું જાઉં ?

લોપામુદ્રા [ નફટાઈથી ]

— તો મૈત્રાવરુણ! આજ્ઞા નથી. [ એકદમ મીઠું મોહક સ્વરૂપ ધારીને ] શા માટે મારાથી નાસો છો? હૃદયનાં ઝરણાં રોકે રોકાવાનાં છે? [ અગસ્ત્ય મોઢું ફેરવી નાંખે છે ] મારી સાથે નહીં બોલો? હું સામું જોવાલાયક નથી ?

અગસ્ત્ય

[ સામું જુએ છે, જાણે ડુબતો માણસ જીવવાનાં ફાંફાં મારતો હોય તેમ ]

સામું જોવાલાયક! આજે બે મહીના થયાં તમારી લાયકી શીવાય બીજું જોયું નથી ને સાંભળ્યું નથી.

લોપામુદ્રા [ મન્દહમાં ]

એમ કે ?

અગસ્ત્ય [ કડવાશથી ]

લોપામુદ્રાનું હરણ થયું સાંભળી આબાલવૃદ્ધ આર્યોને લઢવાનું શૂર ચઢ્યું. એને જોઈ ઋચીક ને દિવોદાસને નવી જુવાની આવતી જોઈ. મરતા શામ્બરની આંખમાં અગ્નિ આવ્યાં. મહર્ષિઓ, સંયમ જાળવવાને અશક્ત, એનાથી સંતાતા ફરે છે. મારી રોહિણી એને દેવી માની બેઠી છે. ભારદ્વાજી ! તમારા પગરવની રમઝટ સાંભળવા કોણ તરફડી નથી મરતું ?

લોપામુદ્રા

અને છતાં — [ હસીને અગસ્ત્યની છાતીપર આંગળી મુકે છે ] આ હૈયામાં એક તરંગ હાલ્યું નથી. [ નિસાસો નાખી ] જે મારે હૈયે વસ્યો છે તે મને તેની આંખમાં પણ વસવા દેતો નથી.

અગસ્ત્ય

હા. [ સખ્તાઈથી ] કારણ કે એ હજી તપોભ્રષ્ટ થયો નથી. મારા શીવાય જેને ગાંડો કરવો હોય તેને કર્યાં કરો.

લોપામુદ્રા [ દયામણાં થઈને ]

શા માટે આવું બોલો છો, અગસ્ત્ય ?

અગસ્ત્ય [ તિરસ્કારથી ]

તમારા સ્વચ્છંદી જીવનથી હું આર્યોને અધોગત થતા જોઉં છું.

લોપામુદ્રા

અગસ્ત્ય ! હું શું કહું ? [ તેવા જ તિરસ્કારથી ] જ્યાંસુધી મૈત્રાવરુણ મારો સ્વીકાર નહીં કરે ત્યાંસુધી એનું આર્યત્વ અપૂર્ણ રહી જવાનું. મહીના થયાં હું રોજ રોજ તમને પારખી રહી છું. તમારો ગર્વ છોડીને હૃદયને પુછો. તે પણ તમને એ જ કહેશે. [ કરગરીને ] શા માટે તેનું સાંભળતા નથી ?

**અગસ્ત્ય** [ અદબવાળીને તિરસ્કારપૂર્વક ]

થોડા સમય માટે સંયમ શું કામ છોડો છો ? સવાર પડશે ને ચાલ્યાં જશો, ને બોલ્યા બોલનો પશ્ચાત્તાપ રહી જશે.

**લોપામુદ્રા**

તો હું સવિતા દેવતાને પ્રાર્થના કરું છું કે થંભી જાય; આજની રાત છે તેવી જ રહેવા દે: ધીમી – આસ્તે સરતા મુહૂર્તોની બની. [ પાસે આવીને પ્રાર્થના કરે છે ] ભુલીજા અગસ્ત્ય ! ભુલીજા – તારું અભિમાન – તારી રાજખટપટો ! જેમ બાલક માતા માટે તલસે તેમ હું તારે માટે તલસું છું. મારા વીર ! આવ !

**અગસ્ત્ય**

[ દૂર ખસે છે, હોઠ કરડે છે ને કઠોર અવાજે બોલવાનો પ્રયત્ન કરે છે. ]

નારી ! શું બકે છે ? આ ઉમરે તું મને લલચાવે છે ? તું છે કોણ ?

[ પલવાર લોપામુદ્રા ખંચાય છે. પછી માથું હલાવી મર્યાદા દૂર કરે છે ]

**લોપામુદ્રા**

હું કોણ છું ? [ વિજયી સ્વરે ને પ્રેમવિહ્વલ નયને ] અગસ્ત્ય ! તેં ઋત સેવ્યું છે; ધગધગતા સ્વભાવે તું સંયમી રહ્યો છે. દેવના લાડીલા ! રાજસિંહાસનોની ભભકને પણ તેં તારા દિવ્ય ચિંતનના તેજમાં ઝાંખી કરી છે. પુછ તારા જ હૃદયને. સત્ય જો પ્રિય હોય તો કહે – કહે – હું કોણ છું ?

[ બોલે છે તેમ તિરસ્કાર અવાજમાંથી ચાલી જાય છે ]

**અગસ્ત્ય** [ ધીમેથી ]

તું કોણ છે ? તારામાં સ્વર્ગ ને નર્ક બંને છે; તારામાં દેવ ને અસુર બંને વસે છે. [ ગાંડા જેવો બની લોપામુદ્રાને જોયા કરે છે. પછી ધીમેથી, અસ્વસ્થતાથી ] મને સંભળાય છે તારા કાનમાં ગુંજતા પ્રણયી-પરંપરાના નિશ્વાસ – અને તારા હોઠે અનેકને પહેરાવેલા ઝંઝીર.

[ કમકમાં આવે છે ] તારે રોમે રોમે વાસના નીતરે છે. [ ગુંગળાઈને ] તું તો છે વાસના – જે સદાય તલસાવે છે, જે કદી સંતોષાતી નથી તે.

લોપામુદ્રા [ ખીન્નતાથી ]

અભિમાની ! શા માટે તારી વાસના મારામાં જુએ છે ? હું તો મારા ભક્તોની પૂજારિણિ છું – મારા કવિઓની કવિતા છું. [ વેદનાભર અવાજે ] મને ખબર નહોતી કે તું મને સામાન્યા ધારે છે. તેં કહી લીધું ? હું પણ એકવાર – છેલ્લીવાર – કહી દઉં કે હું કોણ છું. જા, ગર્વિષ્ટ ત્રણ લોકમાં ભટકીને આવ. મારા સમોવડી સહચરી તને મળવાની નથી. [ કરગરીને ] શા માટે અંધ બને છે ? [ ધીમેધીમે ] હું કોણ છું ? વિશ્વરથને પણ ઓળખી શકતો નથી ? એનાં આચાર અને વિચારમાં – એની દિવ્ય દૃષ્ટિમાં – તારી ને મારી રેખાઓ તને નથી દેખાતી ? અગસ્ત્ય ! એની બુદ્ધિ ને પ્રેરણા તેં ને મેં ઘડી છે. આંખોમાં અંધાપો ન હોય તો જોઈ લે : તેં ને મેં કેવું નરરત્ન ઘડયું છે તે આ બધી આપણી દાંપત્યકલા નિરર્થક વેડફે છે ?

[ એક ક્રુસ્કુ આવે છે. તે પગથીઆ પર બેસી જાય છે. અગસ્ત્ય ગાંડા જેવો જોઈ રહે છે. ઉંચી ડોક કરી, કરગરતાં નયનોએ તે અગસ્ત્ય તરફ જોઈ રહે છે. અગસ્ત્ય આંખે હાથ દે છે. ]

અગસ્ત્ય [ આંખ ઉઘાડી, પાસે આવી ]

જાલમાં પંખી ફસે તેમ તારા સ્વરમાં તું મને ફસાવે છે. વાસનામૂર્તિ !—

લોપામુદ્રા

મૈત્રાવરુણ ! મેં તો બધું તને સોંપ્યું છે. જે કહેશે તે સાંભળી લઈશ. પણ જન્મ ધરીને માત્ર તારામાં જ મેં જોયો છે દિવ્ય ભૂમિમાંથી ઉતરી આવેલો મારો દેવ. ચાલ ! ચાલ ! મારી સાથે.

અગસ્ત્ય [ અસ્વસ્થતાથી ]

ના – ના – કદી નહીં.

લોપામુદ્રા [ખેદથી]

શું એમ કહેવાશે કે લોપામુદ્રા એકને વરી, પણ તેણે એને જતી કરી ? ના – ના – સરસ્વતી મા ! મને તું સાખ દે છે. [ નિશ્ચયથી, પણ ધીમેધીમે ] તું હિમવાન દેખાય છે ખરો પણ તારું હૈયું તપ્ત સુવર્ણ સમું ધગધગે છે; તું છોડે છે, પણ પાછળ આવશે; હૈયું સ્વીકારતો નથી, પણ હૈયાની ભેટ ધરવા આવશે. અત્યારે પ્રેમ દેતો નથી – મધરાતે યાચવા આવશે.

[ રોહિણી દોડતી આવે છે ]

રોહિણી [ હાંફ્લી ફાંફ્લી ]

ભગવતી ! ભગવતી ! ચાલો ! ચાલો ! શામ્બરીને પ્રસૂતિવેળા થઈ. જલદી ચાલો.

લોપામુદ્રા [ ગભરાઈને ]

ઓ દેવ ! આ વળી શું ? [ નિરાશાથી ] શું ધાર્યું છે ? [ ઉભી થાય છે – અગસ્ત્યને] મૈત્રાવરુણ ! મધ્યરાત્રીએ અહીંઆ મળજો. હું વાટ જોઈશ. ભુલશો નહીં. મારા સમ !

[ રોહિણી જોડે ઝપાટાબંધ ચાલી જાય છે, અગસ્ત્ય દિગ્મુઢ બની જોઈ રહ્યો છે. પછી જાણે ગુંગળાતો હોય તેમ ફાંફાં મારે છે ને થાળાં પર બેસી જાય છે ને આંખે હાથ દે છે. તે ધ્રુસ્કાં ખાઈ રડે છે તેથી તેનાં ખભાં હાલે છે. ]

[ પડદો પડે છે ]

# અંક ચોથો

[ સ્થળ–તેજ

સમય–મધરાત થવા આવી છે. ચંદ્ર ઉંચે ચઢયો છે. કૌમુદી ઝાડનાં પાનો અને સરસ્વતીના નીરને રૂપે રસી રહી છે.

થાળાપર અગસ્ત્ય ઉંઘમાં પડયા છે. ધીમે ધીમે વસિષ્ઠ આવે છે અને તેને ઉંઘતા જોઈ ઉભા રહે છે. અગસ્ત્યને સ્વપ્નું આવે છે અને તેમાં તે નીસાસા મુકે છે. વસિષ્ઠ ક્યાં સુધી તેને ચિંતાતુર વદને જોઈ રહે છે. થોડીવારે તે અગસ્ત્યના કપાળપર હાથ મુકે છે. તે ઝબકીને જાગે છે અને ચારે તરફ ભયવ્યાકુલ નજરે જૂએ છે ]

**અગસ્ત્ય**

કોણ ?

**વસિષ્ઠ**

ભાઈ ! એ તો હું.

**અગસ્ત્ય** [ ચંદ્ર તરફ જોઈ ]

કેટલો વખત હું સુઈ રહ્યો ? [ ચમકીને બીકથી ] મધ્યરાત્રી થઈ ?

**વસિષ્ઠ**

થોડીવાર છે.

અગસ્ત્ય [ ઉઠીને ]

ચાલ હું જાઉ.

વસિષ્ઠ [ ધીમેથી ]

ભાઈ! તમે જ્વરવિહ્વલ છો.

અગસ્ત્ય

હમણાં હું જરા અસ્વસ્થ હતો.

વસિષ્ઠ

મૈત્રાવરુણ અસ્વસ્થ થશે ત્યારે પૃથ્વી ક્યાં જશે ?

અગસ્ત્ય

વસિષ્ઠ ! તારાં શાંતિ ને સંયમ હું હજી નથી કેળવી શકયો.

વસિષ્ઠ

ભાઈ! પૂજ્ય ભાઈ! આપણે સદાય હૃદય ખોલીને વાત કરી છે તેથી કહું છું. આ આપને શોભતું નથી. અત્યારે આપની દશા શી હતી તે ખબર છે ?

અગસ્ત્ય [ ભ્રૂભંગ કરીને ]

કેવી હતી ?

વસિષ્ઠ

આપને મેં આવી સ્થિતિમાં કદી જોયા નથી. આપને ભયંકર સ્વપ્નું આવતું હતું.

અગસ્ત્ય

એમ [ અચકાઈને ]—

વસિષ્ઠ

પલમાં આપ નિશ્વાસ મૂકતા, પલમાં હસતા; આપની રગો પલમાં ધમધમતી ને પલમાં હર્ષથી નાચતી.

અગસ્ત્ય

શું કહે છે?

વસિષ્ઠ

ક્ષમા કરજો [ ધ્યાનથી અગસ્ત્યને જોઈ ] પણ જાણે સ્વપ્નસુંદરી આવી ન હોય —

અગસ્ત્ય [ હોઠ કરડીને ]

અજબ જેવું છે —

વસિષ્ઠ [ ખેદથી ]

જાણે કોઈના વાળ તમને વીંટાતા ન હોય તેમ તમે તેને અળગા કરતા. ભાઈ! આપનાં ચુંબનો, વર્ષાના બિંદુની માફક, ખરતાં હતાં. આપનો શ્વાસ, રંગે ચઢેલા મરુત જેવો હતો : જોશભર આવતો ને જતો. ને — મૈત્રાવરુણ ! આપ ઝબકીને જાગ્યા.

અગસ્ત્ય [ આત્મતિરસ્કારથી ]

ભાઈ! મારી શાંતી હરાઈ ગઈ છે.

વસિષ્ઠ

દેવોને પ્રિય મહર્ષિ ! આપ તો આર્યોની શુદ્ધિના અવતાર છો. આ અસ્વસ્થતા કાઢી નાખો.

અગસ્ત્ય

વસિષ્ઠ ! જે થોડી ઘડીઓ જીવવાની રહી છે તેમાં આર્યોની શુદ્ધિ વિના બીજા કશાની પરવા નથી. મધરાતને કેટલી વાર છે?

વસિષ્ઠ

હજી વાર છે. કેમ?

અગસ્ત્ય

કંઈ નહીં. ચાલો. ખબર છે? પેલી શામ્બરીને પ્રસવકાલ આવી પહોંચ્યો છે.

વસિષ્ઠ

ભારદ્વાજી કાલે સવારે જાય છે કેમ ?

અગસ્ત્ય [ ચમકીને ]

કોણ ? લોપામુદ્રા ? હા. કેમ–શું છે ?

વસિષ્ઠ [ નિસાસો નાખીને ]

એ જાય તો નીરાંત થાય. મોહક એ પુષ્પની પાંદડીએ પાંદડીએ ઝેરી સુવાસ છે —

[ અગસ્ત્ય હોઠ કરડે છે ને ચાલી જાય છે. વસિષ્ઠ પાછળ જાય છે. બીજી તરફથી લોપામુદ્રા ને રોહિણી આવે છે. બંને ચિંતામાં છે. ]

લોપામુદ્રા

મુશ્કેલીઓ ઓછી થવાને બદલે વધતી જ જાય છે. શામ્બરી તો હતી અને તેમાં છોકરો આવ્યો. એ બેનું હવે શું કરવું ?

રોહિણી

ભગવતી ! છોકરો એવો અદ્‌ભુત છે ! વિશ્વરથની છબીએ છબી છે. માના રંગનો તો છાંટોએ નથી.

લોપામુદ્રા [ નિસાસો નાંખીને ]

શું કરું ? વિશ્વરથ માને નહીં, નહીં તો હું એને લઈ જઈ મારી પાસે રાખું. પણ હમણાં તો એ છોકરાએ આપણું કામ બગાડી મુક્યું છે. ઘડી પર ઘડી ચાલી જાય છે, સૂર્યોદયનો સમય પાસે આવ્યો છે અને એક પણ રસ્તો સુઝતો નથી. શું કરું ?

[ ચિંતાતુર ઉભી રહે છે. પાછળથી કોઈના આવવાનો અવાજ સંભળાય છે એટલે બંને સ્વસ્થ થઈ ઉભાં રહે છે. ]

ઋક્ષ [ નેપથ્યે ]

આટલામાં જ ભગવતી હશે.

રોહિણી

આ તો ઋક્ષ આવ્યો.

[ ઋક્ષ અને અજિગર્ત આવે છે. ]

ઋક્ષ

ભગવતી ! વંદુ છું. મૈત્રાવારુણી વંદુ છું !

લોપામુદ્રા

કેમ, ઋક્ષ ! અજિગર્ત ! શું છે ?

અજિગર્ત

ભગવતી ! હું તો કહેવા આવ્યો હતો કે હું કાલે સવારે આપની સાથે આવવાનો.

લોપામુદ્રા

કેમ ? તારી સ્ત્રી તો પીડામાં છે.

ઋક્ષ

ભગવતી ! એને પ્રસવ થયો —

અજિગર્ત

— મુએલો છોકરો આવ્યો.

લોપામુદ્રા [ ચમકીને ]

હેં ! [ વિચારમાં પડી જાય છે ]

અજિગર્ત

હા. મને નિરાંત થઈ. હવે હું મારી સ્ત્રીને એની માને સોંપી આપની સાથે આવી શકું છું.

ઋક્ષ

જરૂર.

લોપામુદ્રા [ નિશ્ચયપર આવી જઈને ]

ઋક્ષ! પેલી તરફ નદીતીરે વિશ્વરથ ને જમદગ્નિ બેઠા છે. જા અને વિશ્વરથને બોલાવી લાવ.

ઋક્ષ

જેવી આજ્ઞા. [ જાય છે. ]

લોપામુદ્રા

અજિગર્ત ! તારે મારી સાથે આવવું જ છે ?

અજિગર્ત

એમાં કંઈ સંશય છે ?

લોપામુદ્રા

સાચું કહું ? [ ધીમેથી ] હું બધાને અહીંઆં મુકી ચાલી જવાની છું.

અજિગર્ત [ ફીક્કો થઈ જાય છે ]

શું ? શું ? અમને મુકીને ? અમે જીવી કેમ શકીશું ?

લોપામુદ્રા

તને એકલાને હું લઈ જાઉં પણ બીજા કોઈને નહીં.

અજિગર્ત [ હાથ જોડીને ]

ભગવતી ! લઈ જાઓ ! લઈ જાઓ ! નહીં લઈ જશો તો માથું પટકીને હું મરી જઈશ. [ પગે લાગે છે ]

લોપામુદ્રા

પણ મને તારામાં વિશ્વાસ કેમ આવે ?

અજિગર્ત

વિશ્વાસં ! કહો તે કરું. આપનો બોલ પડશે ત્યાં મારું માથું ધરી દઈશ.

લોપામુદ્રા

ત્યારે તારી સ્રીને સાથે લઈ લેશ ?

અજિગર્ત [ ગભરાઈને ]

મારી સ્ત્રી ? તમે એને જોઈ નથી. ભગવતી ! એ તો માણસ નથી પણ અસુર છે.

લોપામુદ્રા

તેની તને શી ચિંતા ? હું છું ને ? [ ધીમેથી ] તેને મુએલો છોકરો આવ્યો છે એ કોણ કોણ જાણે છે ?

અજિગર્ત

માત્ર એની મા અને ઋક્ષ. બીજું કોઈ નહીં.

લોપામુદ્રા

તો બંનેને જઈને કહી આવ કે લોપામુદ્રાએ મંત્રબલે તારો છોકરો સજીવન કરી આપ્યો છે.

અજિગર્ત

સજીવન !

લોપામુદ્રા

હા. દોડતો જા. જલદી. તારો છોકરો લઈ આવ ને રોહિણીને આપી દે. તારા મરેલા છોકરાને બદલે એ જીવતો છોકરો આપશે.

અજિગર્ત [ ગુંચવાઈ ]

હેં ! શું કહો છો ? ભગવતી !

લોપામુદ્રા

અજિગર્ત ! મેં વિશ્વાસ મુકયો છે તેને યોગ્ય થવાનું કામ તારું છે. જીભ વશમાં રહેશે કે ? બોલ. જો વચન ભંગ કરશે તો અગ્નિદેવની તને આણ.

અજિગર્ત [ પગે લાગીને ]

ભગવતી ! મારામાં વિશ્વાસ રાખો. હું દ્રોહ કરું તો મને અગ્નિદેવની આણ.

લોપામુદ્રા

ઠીક ત્યારે જા. ઘાટપર હોડી તૈયાર છે: તું, તારી સ્ત્રી અને પેલો છોકરો — તને બીજાં કૈં છોકરાં છે ?

અજિગર્ત

હા. એક છોકરો છે.

લોપામુદ્રા

તેને પણ સાથે લઈ લેજે. તમે બધાં હોડીમાં બેસી ચાલતાં થાઓ. હું સવારે નીકળી આવી પહોંચું છું.

અજિગર્ત

ભગવતી ! ભગવતી ! તમે મને કૃતાર્થ કર્યો.

લોપામુદ્રા

રોહિણી ! જા એની સાથે. જેમ બને તેમ જલદી કામ પુરું કરી, શામ્બરી પાસે જઈને બેસ. હું આવી પહોંચું છું.

રોહિણી

જેવી આજ્ઞા.

[ રોહિણી અને અજિગર્ત જાય છે ]

લોપામુદ્રા [ સ્વગત ]

ચાલો એક વિટંબણા તો દૂર થઈ. પણ એથી શું વળે ? [ થોડીવાર જોઈ રહે છે ] અગસ્ત્ય કેમ માનશે ? મા ! [ આર્ત સ્વરે ] એ તો દેવોનો સમોવડીઓ છે. એ મારું હૈયું રહેસે છે. એને જોઈ મારી જીભ્હા અટકી જાય છે અને ચામડીએ આગ ઉઠે છે; આંખે અંધારાં આવે છે ને કાને ઘંટનાદ સંભળાય છે.

મા ! મા ! મને મેળવી આપ મારો એ મનોહર. હું લોપામુદ્રા, તને વીનવું છું. એના વિના જીવતર એળે જતું જણાય છે. મા ! બધાંને સુખ ને મને જ નહીં ? સરસ્વતી મા ! તારા અંતરમાં મીનો

પણ શાંતિ પામી રહી છે, પણ મારા હૈયાને શાતા નથી. પાનોમાં સુસવાતો મંદ મરુત પણ એને ઠારતો નથી. મા! મધ્યરાત્રી થવા આવી છે. સમય વહી જાય છે – હું હવે એના વિના એકલી રહી શકતી નથી. [પગલાં સંભળાય છે, લોપામુદ્રા થંભે છે, અને વિશ્વરથ નીચું ડોકું રાખી આવે છે ] વિશ્વરથ ! કેમ છે, પુત્રક ?

વિશ્વરથ

ભગવતી ! મને શું હોય ? મને હવે સુખ દુઃખનું ભાન રહ્યું નથી.

લોપામુદ્રા [ તેને ખભે હાથ મુકી હેતથી ]

પુત્રક ! એક વાત કહું તો દુઃખ નહીં લાગે ?

વિશ્વરથ [ ખેદયુક્ત અવાજે ]

ભગવતી ! આખો સંસાર વીસરી ગએલા સ્વપ્ના જેવો થઈ ગયો છે.

લોપામુદ્રા

તો ભાઈ! એ વીસરાએલા સ્વપ્નાની એક વાત યાદ કરાવું? શામ્બરીને પુત્ર આવ્યો. પણ એ પુણ્યાત્મા મૃત્યુલોકમાં આવતાં પહેલાં જ યમલોકમાં ચાલી ગયો.

વિશ્વરથ

[ થોડીવાર જોઈ રહીને, નીસાસો નાખે છે ]

ચાલી ગયો ? સારું થયું. એનાં માબાપ કરતાં યમરાજા એને લાડથી ઉછેરશે. થોડા સમયમાં હું પણ એને જઈને મળીશ.

લોપામુદ્રા

વિશ્વરથ ! [ ધીમેથી ] અને ગુરુ પ્રતિજ્ઞાનો ભંગ કરે તો ?

વિશ્વરથ [ ચમકીને ]

શું કહ્યું ? અગસ્ત્ય મુનિ પ્રતિજ્ઞાથી ચળે ?

લોપામુદ્રા

મેરુ ચળ્યો સાંભળ્યો નથી ?

વિશ્વરથ

અગસ્ત્ય નહીં ચળે

લોપામુદ્રા

શામ્બરીનો સ્વીકાર કરે તો ... ?

વિશ્વરથ

એ દિવસ ક્યાંથી ઉગે ?

લોપામુદ્રા

પણ ધાર કે ઉગે તો ?

વિશ્વરથ

તો [ વિચાર કરીને ] તો દેવોએ મારાપર કૃપાની અવધિ કરી માનું. ભગવતી ! જો ગુરુની આશીષ મળે તો હું નવાં ત્રણ લોક સરજાવું.

લોપામુદ્રા

મળશે – મળશે. આ ટુંકી દૃષ્ટિના આર્યોથી દેવો થાક્યા છે.

વિશ્વરથ [ ઉમળકાથી ]

ગુરુની આશીષ મળે તો તો હું તમને નહીં જવા દઉં. તમારા વિના મને પ્રેરશે કોણ ? તમે નહીં હશો તો મને અંધકારમાંથી પ્રકાશમાં કોણ લઈ જશે ?

લોપામુદ્રા

પુત્રક ! હું તો સ્વચ્છંદવિહારણી છું. મારા શબ્દોની કરતાં સ્મરણોની પ્રેરણા તને વધારે સબલ બનાવશે. કૌશિક ! જ્યાં હોઈશ ત્યાં – હું તારી જ સદાની – તારી માતા. [ એને ભેટે છે ]

વિશ્વરથ

વરુણનાં વ્રત મને કોણ સમજાવશે ?

લોપામુદ્રા

પુત્રક ! વરુણનાં વ્રત જેવાં તું સમજ્યો છે એવાં બીજું કોણ સમજ્યું છે ? મનુષ્યે મનુષ્યનું આર્યત્વ તું પારખી શકે છે.

વિશ્વરથ

ના — ના — તમારા વિના કોઈ માર્ગ બતાવનાર નથી.

લોપામુદ્રા

માર્ગ તો જોનારને જડે છે — દેવની કૃપા હોય તો.

વિશ્વરથ [ ખેદથી ડોકું ધુણાવી ]

આર્યો માંહોમાંહ્ય કપાઈ મરે છે; દિવોદાસને રસ્તો જડતો નથી; અગસ્ત્ય થાકી ગયા છે. મને ક્યાંથી જડશે ?

લોપામુદ્રા [ ખભે હાથ મુકીને ]

બેટાં ! જતાં જતાં એક વાત કહી જાઉં ? રાજસિંહાસનની મોહિનીથી અંજાતો નહીં. મનુ વૈવસ્વત ગયા ને ચક્રવર્તી યયાતિ પણ ગયા. ક્યાં છે એમના રાજ્યદંડ ? ક્યાં છે એમનાં સિંહાસનો ? ગર્વનાં ગગનચુંબી શૃંગો એમણે ગમે તેટલાં ઉભાં કર્યાં, આખરે તો તે હતાં ન હતાં થઈ ગયાં. પરાક્રમ કરી કરી થાક્યા, પણ અંધકારમાં અંધારા સિવાય બીજું શું મળ્યું ?

વિશ્વરથ

ત્યારે — ત્યારે — પછી હું ક્યાં ?

લોપામુદ્રા

તારા બોલો જન્હુઓના જનપતિનાં નથી, મહર્ષિનાં છે. વત્સ ! તેં તો સૂર્યદેવને સદેહે જોયા છે. તેં આ ઉમરે મંત્રદર્શન કર્યું છે. વાણી તારે મુખે વસે છે. પાર્થીવ પ્રતાપની શૃંખલા ફેંકી દે: ઋતનું દર્શન કર ને જગતને કરાવ.

વિશ્વરથ [ દીનતાથી ]

ભગવતી ! જેમ જેમ પ્રયત્નો કરતો જાઉં છું તેમ તેમ અધુરો ને અધુરો લાગું છું.

લોપામુદ્રા

પુત્રક ! આત્મશ્રદ્ધા ધર. જે મંત્ર મારે હૈયે વસ્યો હતો તે આજે તારી જીભે વસ્યો છે. મનુષ્ય માત્રને આર્ય બનાવવાનું તારું દર્શન જોઈ હું તો તને પ્રણિપાત કરી રહી છું.

વિશ્વરથ

ના, એ તમારું દર્શન છે; તમારી પ્રેરણાવડે હું જોઉં છું. [ દૂર દૃષ્ટિ નાખી થોડી વાર મુગો ઉભો રહે છે, અને થરથર કાંપે છે. થોડી વારે સ્વપ્નામાં હોય તેમ બોલે છે. લોપામુદ્રા બહુમાન જોયા કરે છે ] આર્યત્વ એ દેહનો વર્ણ કે હૃદયનું તપ ? માનો ગર્ભાશય કે દેવની કૃપા ? ... ખરી વાત ... છે. મને દેખાય છે ... ... આ સતત ચાલી રહેલા સંગ્રામનો અંત. વરુણ ! દેવાધિદેવ ! અસુર ! જો તારાં વ્રત શાશ્વત હોય તો વિશ્વને સમજાવ ઋતનાં રહસ્ય. ઓ દેવ ! રાજા ! મને ચક્ષુ દે ! મને બુદ્ધિ દે ! [ ઉંચી આંખો કરી, નશામાં હોય એમ જોયા કરે છે. થોડી વારે તે ભાનમાં આવે છે ને ચમકે છે. એની નજર લોપામુદ્રા પર પડે છે ને તે પગે લાગે છે ] ભગવતી ! દેવીઓથી પણ દિવ્ય એવી મારી માતા ! આજે મને નવજીવન આપ્યું છે. મેં દર્શન કર્યાં—

લોપામુદ્રા

કોનાં ?

વિશ્વરથ

વરુણનાં.

લોપામુદ્રા [ ભેટીને માથું સુંઘે છે ]

પુત્રક ! દેવ તારું કલ્યાણ કરે. કોઈ દહાડો આર્યોને ઉદ્ધારજે

[ ચારે તરફ જોઈને ] ચાલ શામ્બરી અધીરી થતી હશે.

[ લોપામુદ્રા વિશ્વરથને ખભે હાથ મુકી લઈ જાય છે. ]

[ અગસ્ત્ય આવે છે. તે બ્હાવરાં થઈ ગયા છે અને એકાગ્ર નયને જમીન સામું જોયા કરે છે. તીવ્ર ઊર્મિઓના સંવેગથી તેનો સ્વર થડકે છે ]

અગસ્ત્ય

મને શું થયું છે? એના શીવાય મને બીજું સુઝતું નથી. [ ચમકીને ] મધરાત થઈ? [ દાંત પીસીને ] અગસ્ત્ય! તારું પુણ્ય આજે પરવારી ગયું છે. વસિષ્ઠને વચન દીધું તોપણ અભિસારિકાને મળવા આવ્યા વિના તને નહીં ચાલ્યું? [ ગુંગળાઈને ] વાસનાદેવી! મને છોડ – જવા દે. [ જવા જાય છે અને પછી અટકે છે ] કાલે સવારે તો હું પિતૃલોકમાં જઈશ. એકવાર જોઈ લઉં? ફરીથી કયારે જોઈશ?

[ ઝાડના થાળાપર બેસીને વાટ જુએ છે. થોડી વારે દૂરથી લોપામુદ્રાની વાંસળીનો અવાજ આવે છે. અગસ્ત્ય ઊભા થઇ વિહ્‌વલ બની, સાંભળે છે. અવાજ પાસે આવે છે તેમ અગસ્ત્ય ધીમે ધીમે ઝાડ પછાડી જાય છે. લોપામુદ્રા ધીમે પગે, હાથમાં વાંસળી ઉછાળતી ને ખેદથી બોલતી આવે છે ]

લોપામુદ્રા

મધરાત થઈ, પણ હજી ન આવ્યા? નહીં આવે? [ વિચાર કરીને ] વનદેવીઓ! આજે હું મારી વેણુના નાદે તમને નિમંત્રી શકતી નથી. તમને આવકાર દેવા પણ પગ નાચતા નથી. [ થોડી વાર થોભીને નીસાસો નાખે છે ] એ નહીં આવે? [ આક્રંદ કરીને ] સુમનભર કુંજો! શા માટે સુવાસ પ્રસરો છો? પંખીઓ! ડાળે ડાળે નિદ્રાની લ્હેરે શા માટે ઝુલો છો? સલિલતરંગો શા માટે વહો છો – આટલા ઉત્સાહથી? અગસ્ત્ય મારું માનતો નથી ... અને મારું હૈયું આશાભંગ થતું જાય છે.

અગસ્ત્ય [ બહાર આવીને, કાળ ચઢાવીને ]

ભયંકર સુંદરી! તું સ્ત્રી છે? રાક્ષસી છે? કે દેવી છે? કોણ છે?

**લોપામુદ્રા** [ હર્ષથી આગળ આવીને ]

આવ્યો – મારો અગસ્ત્ય – આવ્યો !

**અગસ્ત્ય**

હા ! હું તારી ચેષ્ટા જોવા આવ્યો છું. મને સમજ નથી પડતી કે હું તને તિરસ્કારું કે મારી જાતને ?

**લોપામુદ્રા** [ દયામણી રીતે ]

શા માટે ? શા માટે, અગસ્ત્ય ? એવું બોલ નહીં. તારું હૈયું જ તને મારી પાસે લઈ આવ્યું છે

**અગસ્ત્ય** [ કમકમાં આવે છે ]

હવે મને તારી મોહિની સમજાય છે.

**લોપામુદ્રા** [ કરગરીને ]

અગસ્ત્ય ! સાંભળ્યાં ગાન તો સરસ છે; પણ એથી ય સરસ છે, અણસંભળાવ્યાં ગીતનો ધ્વનિ. સંભળાવ. [ પાસે આવીને અગસ્ત્યના ખભા પર હાથ મુકે છે ] સંભળાવ, હું આ ઉભી. મારી આંખમાં પ્રાણ હોય તેમ હું ઉભી છું – એકાગ્ર.

**અગસ્ત્ય** [ ગાંડા જેવો ]

લોપામુદ્રા ! શા માટે મને સતાવે છે ? તારા ધનુષ્યશા હોઠો મને ચીરી નાખે છે; તારા બોલ પાપપુણ્યના ભેદો વિસરાવે છે.

**લોપામુદ્રા**

તો શા માટે અગસ્ત્ય જળે છે ને જળાવે છે ? મારી દશા જોતો નથી ? એક વાર મને એકાંત રહેવું ગમતું. મારા પૂજ્ય પિતાની આ પુણ્યભૂમિમાં, સરસ્વતી મારી સહચરી થઈ રહેતી. એ સંગીત ગાતી; હું વેણુ વાતી. અમે બંને ડોલતાં, ને મારા અંગો તરંગ થઈ

રહેતાં. વાળની છોળ ઉડાડી, હાથ પગ ઉછાળતાં, રસની ભરતી આવતી. પક્ષીઓનો કલ્લોલ મને તાલ દેતો, હું નાચતી.

[ અગસ્ત્ય મોહાંધ બની જોઈ રહે છે ]

અગસ્ત્ય

લોપામુદ્રા ! તું અદ્‌ભુત છે.

લોપામુદ્રા

ના, હું નથી. એ બધું ચાલી ગયું છે. મારું ગીત ને હાસ્ય ને નૃત્ય તારા વિના સુકાઈ ગયાં છે. પ્રણય મને બાળીને ભસ્મ કરી રહ્યો છે. હું તો માત્ર તૃષા બની છું—સતત સોષતી તૃષા—તારા અધરની, તારા આલિંગનની !

અગસ્ત્ય [ આંખે હાથ દઈને ]

તેજની ઘડી દિવ્ય પ્રતિમા ! તું મને આંધળો કરી રહી છે. [ ગૂંગળાતે સ્વરે ] રાક્ષસી, દેવી, મહર્ષિ—જે તું હોય તે—હું પગે લાગું. મને મુક્ત કર. જવા દે—મને. આ દુઃખ અને વેદના નથી સહેવાતાં.

લોપામુદ્રા

તો મારા નાથ ! શા માટે એ બધાં સહે છે ? [ હાથ પહોળા કરીને ] અમૃતરસ દે મને ! સત્યદર્શી પૂર્વજોએ પત્નીઓ સ્વીકારી તેમ મને સ્વીકારને.

અગસ્ત્ય

[ હાથમાંથી સરી જતી દૃઢતાને રાખી રહેવાને અશક્ત ]

સાચું કહે છે કે કામવિહ્‌વલ અંગના મને ફસાવી રહી છે ?

લોપામુદ્રા

અવિશ્વાસુ ! હજુ વહેમાય છે ? તને જોઉં છું ત્યારે કુંજે કુંજે નંદનવન દેખાય છે; વૃક્ષે વૃક્ષે અમૃતના જલકણ સીંચાઈ રહે છે; પગથીએ પગથીએ દેવો પગલાં પાડે છે ને દેવભૂમિનો વાયુ મારા હૈયામાં વાય છે.

અગસ્ત્ય

[ પાસે આવવા જાય છે પણ અચકાઈને ઉભો રહે છે ]

પણ – પણ – વસિષ્ઠ શું કહેશે ? ભરતો શું કહેશે ? કહેશે કે, બધા સપડાયા તેમ અગસ્ત્ય પણ તારી મોહિનીમાં સપડાયો.

લોપામુદ્રા

જગતને ધાકે મને સ્વીકારે નહીં તો તારા જેવો અંધ કોઈ નહીં. [ દુઃખથી ] પ્રણય એ તો પરમ ગહન ઋત છે. એ રૂપે નહીં દેખાય તો – તો – તપોનિધિ ! સીધાવો.

અગસ્ત્ય

પછી — તમે શું કરશો ?

લોપામુદ્રા [ ખેદથી ]

હું ! [ બેસી જઈ, આંખમાં આંસું સાથે ] હું આજ રાતના પ્રેમ-વિહ્વલ અગસ્ત્યનાં સ્મરણો પર જીવીશ. સ્થલે સ્થલ ભટકીશ, આર્યોથી દૂર, તારું નામ રટતી, ને કોઈ દહાડો વિરહવેદનાની સ્મરણરાખ થશે ત્યારે આ કુંજમાં આવીને રહીશ. [ અગસ્ત્ય, પ્રેમજ્વાલે બળતો, પાસે આવીને ઉભો રહે છે. લોપામુદ્રા ધ્રુસ્કાં ખાતી ધીમે ધીમે બોલે છે ] તારાં સ્મરણો ત્યારે શાંત રાત્રીના તારલા બનશે, અને મંદ ને મધુરા તેજથી મારા હૈયાનાં ઉંડાણ અજવાળશે. એકાંતે, હું ગાન કરીશ; અને તેમાં, સૂર્યે કદી નહીં સાંભળેલાં એવાં વિરહ-ગાન સંભળાવીશ. [ અને રડી પડે છે ] – અને ચુંબનભૂખ્યા અધરો, તારા હાથમાં વીંટાવાને અધીરા હાથો લઈ – હું – હું યમલોકમાં જઈશ. [ હાથમાં માથું નાખે છે ]

અગસ્ત્ય

લોપામુદ્રા ! રડ નહીં, ઉંચું જો —

લોપામુદ્રા [ ધ્રુસ્કાં લેતાં ]

જા —

અગસ્ત્ય

ઉંચું જો, મારું લોહી ઉકળે છે. [ લોપામુદ્રાને માથે હાથ ફેરવતાં ] તારા સુંવાળા વાળમાં મારૂં હૈયું ફસાઈ પડયું છે.

લોપામુદ્રા [ ઉંચું જોઈને ]

અગસ્ત્ય ! [ આક્રંદ કરીને ] ફસો નહીં — ફસો નહીં ! તમે આજ્ઞા કરી જાણી છે, કરગરી જાણ્યું નથી. તમને પ્રતાપ સમજાય છે, પ્રણય સમજાતો નથી. સર્વસ્વ સમર્પણ કરવામાં રહેલો આનંદ તમારે કર્મે નથી લખાયો.

[ માથું પાછું હાથમાં નાખી દે છે ]

અગસ્ત્ય

[ પાસે આવીને લોપામુદ્રાને ગાલે સ્પર્શ કરે છે ]

લોપામુદ્રા ! આ ગુલાબની પાંખડીઓ કયા વસંતે સરજી ? કયા ઋતુરાજે તારું યૌવન ખીલવ્યું ? તારા મધુર શબ્દો પીતાં મારી તૃષા પણ વધારે તરસી બની છે. મારી સામું જો.

[ લોપામુદ્રાનું મુખ ઉંચું કરવા માગે છે ]

લોપામુદ્રા [ ઉંચું જોઈ તિરસ્કારથી ]

આ અગસ્ત્ય મૈત્રાવરુણ બોલે છે ? અભિમાની પુરોહિત શ્રેષ્ઠ ! શું બોલો છો તેનો ખ્યાલ છે ?

અગસ્ત્ય

લોપામુદ્રા ! તેં મારા ગર્વના ચુરા કર્યા છે. પ્રતિષ્ઠા, પ્રતાપ ને કીર્તિથી પણ ન મળે એવું પરમપદ તેં મને અપાવ્યું છે. [ઉમળકાથી] મારું અભિમાન કયાં છે ? જો તો ખરી. તારા પગની પાછળ હું ભમવા ઇચ્છું છું, જાણે તારા પગની ઉડતી ધુળ. ઉંચું જો ! ઉંચું જો !

લોપામુદ્રા [ઉંચું જોઈને]

ખરેખર અગસ્ત્ય !

અગસ્ત્ય [હાથ લંબાવીને]

હા. લોપામુદ્રા ! આવ – આવ, મારી સહચરિ – મારી પત્ની !

[ તે લોપામુદ્રાને હાથમાં લઈ લે છે. લોપામુદ્રા અગસ્ત્યનું મુખ હાથમાં લઈ ચુંબન કરે છે ]

લોપામુદ્રા

નાથ ! મારી સ્વપ્નભર દૃષ્ટિ તારી તેજસ્વીતાથી અંજાઈ ગઈ છે. આપણે છીએ એકલાં; માત્ર વ્યોમ ઉપર વિસ્તરે છે તે ચંદ્રિકાના વસનમાં આપણે વીંટાયાં...છીએ. [ લાડથી આંખો મીચી ] લઈજા મને એકાંતમાં – વનકુંજોમાં – ગિરિ ને સરિતાઓની પેલે પાર. જો–જો પેલો તારો – તારા તેજના બિંદુ સમો, એ પંથ બતાવશે. શૃંગો ને સિકતા બંનેને સંગીત ગાતાં કરીશું – આપણાં પ્રણયગાનથી. [ ફરી વળગીને ] મારી હોડી તૈયાર છે —

અગસ્ત્ય

[ જવા જાય છે પણ એકદમ ભાન આવવાથી ]

ઓ દેવ ! ઓ દેવ ! હું શું કરું છું ?

લોપામુદ્રા [ ચમકીને ]

શું કરો છો ? કેમ ?

અગસ્ત્ય [ગભરાઈને ]

હું કેમ જાઉં ? ક્યાં જાઉં ? થોડી ઘડીમાં તો મારી પ્રતિજ્ઞા પુરી કરવાનો સમય આવશે. [ આક્રંદ ] લોપામુદ્રા ! મારા ભાગ્યે તારું સુખ નથી. આટલાં વર્ષોની તપશ્ચર્યાથી મેં સપ્તસિંધુનું ભાવિ ઘડ્યું છે; અને આ ભાવિ અત્યારે મારી પ્રતિજ્ઞાપર અવલમ્બે છે.

લોપામુદ્રા [ પ્રેમલીની ]

મૈત્રાવરુણ ! દેવોએ શામ્બરીને આર્યા સ્વીકારી. તમે નહીં સ્વીકારો?

અગસ્ત્ય [ ડોકું ધુણાવી ]

અનાર્યાની આર્યા થાય ? દેવો કેમ કબુલ કરે ?

લોપામુદ્રા

વિશ્વરથ અને મેં બંનેએ નજરે જોયું છે – દેવોએ સાક્ષી પુરી છે. નાથ ! આર્યત્વ રંગમાં નથી – એ તો હૈયામાં વસે છે. એ જ્યાં સુધી તમે નહીં શીખવશો ત્યાં સુધી સપ્તસિંધુનું – સૃષ્ટિ બધીનું ભાવિ કેમ ઉદ્ધરશો ?

અગસ્ત્ય [ હસીને ]

હું અત્યારે ઉન્મત્ત છું. તારા બોલમાં મને અજબ વિશ્વાસ ઉપજે છે. વિશ્વરથને અનાર્યોનો ઋષિ કર્યો તેમ મને પણ કરવો છે ?

લોપામુદ્રા

અગસ્ત્ય ! વિશ્વરથની મજાક નહીં કરો. એ વીર છે – વીરોમાં પણ વીર્યવાન્ – શબ્દસંજીવિનીનો સ્વામી. એને જીવવા દો. એકદા એ દ્રષ્ટા થશે ને ઋતનું દર્શન કરશે.

અગસ્ત્ય

એટલો બધો વિશ્વાસ છે ?

લોપામુદ્રા

હા. માનવ જીવનના અમર તાલપત્ર પર એ જે મંત્રો લખી જશે એવા કોઈએ લખ્યા નથી ને કોઈ લખશે નહીં. [ દીનતાથી ] વિશ્વરથ મારો ને તમારો માનસ પુત્ર છે. એને જીવવા દો – હું ખોળો પાથરી માંગી લઉં છું. મને ના કહેશો ?

અગસ્ત્ય [ માથું ધુણાવી ]

તારી યાચનામાં આજ્ઞાનો પ્રતાપ છે. પ્રાણ ! પણ પછી હું ક્યાં ? દેવદ્રોહી—વચનદ્રોહી—હું શું મોઢું લઈને જીવું ? [ નિશ્ચયથી ] પણ મારી આંખે અંધાપો જ હોય તો મારે શા માટે જીવવું ? ના—ના લોપામુદ્રા ! સ્વપ્નામાંથી જાગ— મારી લાડલી ! આપણા પંથ તો ન્યારા છે અને ન્યારા રહેવાના. મારું જીવન જુદું જ હોય તો મને જીવવાનો અધિકાર નથી. [ બેસી જાય છે ] જા !

લોપામુદ્રા

મારા તપસ્વી ! તારામાં હું સમાઈ નથી ? તું જુદો થશે ત્યારે મારે સત્યને વળગી રહેવું નથી ને જીવવુંએ નથી.

અગસ્ત્ય

અને તેથી જ...જા. આપણે સાથે રહેવા સર્જાયાં જ નથી.

લોપામુદ્રા [ ગુંચવાઈને ]

ઓ દેવ ! દેવ ! આખરે આ—એમાંથી એકને તો મરવા જ દેવાનો ?

અગસ્ત્ય [ ધીમેથી સખેદ ]

એ તો દેવની આજ્ઞા છે.

લોપામુદ્રા [ આક્રંદ કરીને ]

મારો જીવનહાર જડયો. હું હવે જુદી કેમ જીવી શકું ?

[ અગસ્ત્યના ખભા પર હાથ મુકી ઉભી રહે છે ]

અગસ્ત્ય

છુટકો નથી. જા – જા – તારે આશ્રમે. મને શિથિલ ન કર – મને તપસ્વીની અડગતાથી મરવા દે. [ લોપામુદ્રાને અલગ કરે છે ]

લોપામુદ્રા [ કરગરીને, સાશ્રુ ]

કેમ જુદી થાઉં ? [ હૈયું ચીરાઈ રહે છે ] હું નથી જુદી થઇ શકતી – નથી જુદી થઈ શકતી.

અગસ્ત્ય [ થરથરતે હોઠ ને રડતે અવાજે ]

મળ્યાં એજ મોટા લાવો, જા-જા-મારી પ્રાણ ! [ આડા હાથ કરી લોપામુદ્રાને દૂર કરે છે ] આપણે તો તપસ્વી – જીવન ને મૃત્યુ બંને સમાન—

[ એકદમ ઝાડીમાં કંઈ અવાજ થાય છે. અને ભૈરવ કારમી ચીસ પાડીને કૂદી, લોપામુદ્રા પર પડે છે. ચાંદનીમાં છરો ચમકે છે. અગસ્ત્ય ઉઠીને રોકે તે પહેલાં તે લોપામુદ્રાને છરો મારે છે ]

ભૈરવ

ઈ – ઈ – ઈ – ઉ —

લોપામુદ્રા

ઓ ! નાથ ! હું પણ સાથે આવું છું. [ બેભાન થઈ પડે છે ]

અગસ્ત્ય [ ભૈરવ જોડે બાથાબાથી કરે છે ]

ચંડાલ —

ભૈરવ

[ અગસ્ત્યને છરો મારવાનો પ્રયત્ન કરતા ]

ઉગ્રકાલ પ્રસન્ન —

[ વિશ્વરથ આવીને ભૈરવ પર પડે છે અને બંને ભૈરવને ભોંય પર નાંખી દે છે. વિશ્વરથ છરો લઈ લે છે. અગસ્ત્ય ઉઠીને લોપામુદ્રા પાસે જાય છે. વિશ્વરથ ભૈરવના હાથ પાછળથી જકડી ઉભો રહે છે. ]

વિશ્વરથ [ ક્રોધમાં ]

ભૈરવ ! —

અગસ્ત્ય [ ચિંતાતુર વદને નીચા વળીને ]

લોપામુદ્રા ! લોપામુદ્રા !

રોહિણી [ પાછળથી આવીને ]

પિતાજી ! પિતાજી ! શામ્બરીને કોઈએ મારી નાંખી.

અગસ્ત્ય [ચમકીને]

શામ્બરીને !

વિશ્વરથ [હાંફતા]

કયા દુષ્ટે ?

ભૈરવ [વિજયથી હર્ષઘેલો બની]

કયા ? મેં મારી ! ઉગ્રકાલની દ્રોહી – શામ્બરીને ! [દાંત કચકચાવીને] ને બીજી આ [ભયંકર હસીને] – અને ત્રીજો – તું [હાથ છોડવી વિશ્વરથ પર કુદે છે] ઈ – ઈ.

[વિશ્વરથ તેને ભોંય પર ફેંકી દે છે ને હાથમાં છરો છે તેનાથી ભૈરવ પર ઘા કરે છે]

વિશ્વરથ

જા — જા — તારા ઉગ્રકાલ પાસે !

[અગસ્ત્ય ઉઠીને મદદે આવે છે. રોહિણી લોપામુદ્રા પાસે જાય છે]

ભૈરવ [મરતાં મરતાં વિજયઘોષણા કરી]

ઉગ્રકાલ પ્રસન્ન !

[ભૈરવ મરી જાય છે, ને વિશ્વરથ તેના પરથી ઉઠી, છરો ફેંકી દે છે]

અગસ્ત્ય [ગુંચવાઈને]

શામ્બરી મરી ગઈ ! ને સાથે —

[લોપામુદ્રા પાસે જઈ બેસી જાય છે. રડતે રાગે]

દેવ ! દેવ !

વિશ્વરથ [પાસે આવીને]

ભગવતી ! —

અગસ્ત્ય [ વેદનાભર અવાજે ]

— ગઈ — તું ગઈ? [ નીચું જુએ છે ]

[ દિવોદાસ અને વસિષ્ઠ દોડતા આવે છે ]

દિવોદાસ

— આ શું ? — [ જોઈને અટકે છે ] લોપામુદ્રાને શું થયું ?

[ અગસ્ત્ય નીચા વળી સાશ્રુ નયને લોપામુદ્રાનું માથું ઉંચું કરી રહે છે, લોપામુદ્રા આંખ ઉઘાડે છે, અગસ્ત્યને જુએ છે ને હાથ લંબાવી તેને ગળે વળગે છે ]

વસિષ્ઠ [ સખ્તાઈથી ]

ભાઈ! આ શું ?

અગસ્ત્ય [ ગળગળે અવાજે ]

વસિષ્ઠ! — આ તો મારી — દેવે દીધેલી !

[ તે માથું નીચું કરી લોપામુદ્રાને ચુંબન કરે છે ]

( પડદો પડે છે. )

